# વર્તમાન સમષ્ટિવાદ.

અનુવાદક:-

મગનલાલ રતનજી વિદ્યાર્થી.

એમ. એ. એલ. એલ. બી.

સુરત.

"હિંદુસ્થાન" ઓફીસ (કોટ-મુંબાઇ) તરફથી

પ્રકાશક:-

ગોવર્ધનભાઇ ઇ. પટેલ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૨. સંવત ૧૯૭૮.

કિં. ૦-૮-૦.

# વર્તમાન સમષ્ટિવાદ.


અનુવાદકઃ-

મગનલાલ રતનજી વિદ્યાર્થી.

એમ. એ. એલ. એલ. બી.

સુરત.





"હિંદુસ્થાન" ઓફીસ (કોટ-મુંબાઇ) તરફથી

પ્રકાશકઃ-

ગોવર્ધનભાઇ ઈ. પટેલ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૨. સંવત ૧૯૭૮.

કિં. ૦-૮-૦

# પ્રકાશકના બે બોલ

સામ્યવાદ એ જગતના એક મહાન્ દર્દનો-મૂડીવાદ રૂપી દર્દનો-રામબાણ ઉપાય તરીકે સ્વીકાર્યો છે. મૂડીવાદના નાશને માટે રૂશીયાએ અજમાવેલા આ અખતરાએ જગત્ સમસ્તનું ધ્યાન ખેંચ્યું છે અને યૂરોપનાં-ઈંગ્લાંડ સુદ્ધાંએ-બધાંજ મૂડીવાદી રાષ્ટ્રો સામ્યવાદના પ્રચારથી થરથરે છે અને એમણે એ પ્રચાર અટકાવવાને પોતાથી બને એટલાં એ સંબંધે જૂઠાંણુંઓ ફેલાવવા બનતું કર્યું છે. લેનીન ચાર ચાર વાર મરણ પામેલો અને ચારે વખત ઘોરમાંથી ઉઠેલો આપણે જાણ્યો છે. સામ્યવાદ શું છે અને યૂરોપી રાજ્યો એનાથી કાં આટલાં બીહે છે એ સંબંધી આપણું ઘોર અજ્ઞાન આપણને શરમાવે એવું છે; અને તેમાંએ આપણને સ્વાર્થસાધુ સત્તાધારીઓએ એ સંબંધી જાણી બુઝીને અંધારામાં રાખવામાં પોતાનું શ્રેય માન્યું છે. ઘણાયે નિષ્પક્ષપાત અંગ્રેજ નિરીક્ષકોએ એ સ્વીકાર્યું છે કે રૂશીયાનું સોવીયેટ રાજતંત્ર ધરતીતળ ઉપર એક આદર્શતંત્ર છે; ચાહે પછી આજે તે એક અખતરો માત્ર હોય; પરંતુ એક દિવસ દુનિયાનાં સઘળાં દર્દોના ઉપચાર તરીકે મોડું કે વહેલું એ રાજતંત્ર સર્વ કોઇને સ્વીકારવું પડશેજ. આવા એક "વાદ" ની કંઇ અંશે ભરોસાપાત્ર માહિતી ગુજરાતી પ્રજાને આપવાના ઇરાદાથી મી. હીલકીટ નામના એક અમેરીકન લેખકના "The Present Day Socialism" નામના ગ્રંથનું આ ભાષાંતર ગુજરાતી પ્રજા સમક્ષ અમે રજુ કરીએ છીએ. એ ગુજરાતી પ્રજાનું સામ્યવાદ સંબંધી અજ્ઞાન કંઇક અંશે પણ વિદારશે તો અમો અમારા પ્રયાસમાં કૃતકૃત્ય થઇશું.

# વર્તમાન સમષ્ટિવાદ.

## પ્રકરણ પહેલું.

### સમષ્ટિવાદની ઉત્પત્તિનાં કારણો.

સમષ્ટિવાદ ચોખ્ખી રીતે આધુનિક હીલચાલ છે. સાધારણ રીતે એવું માનવામાં આવે છે કે આ હીલચાલને અફલાતુનની ( Plato ) આદર્શ પ્રજાતંત્રની યોજના, કે મુરના શેખશલ્લી સમાજશાસ્ત્ર જેવાં ભૂતકાળના સામ્યવાદ કે બીજી યોજના જોડે ઐતિહાસિક અથવા માનસિક સંબંધ છે; પણ ખરી હકીકતમાં તેવું કાંઇજ નથી.

વર્તમાન કાળમાં જે આર્થિક સ્થિતિ ઉત્પન્ન થઇ છે તેને લીધેજ આ હીલચાલ જન્મ પામી છે અને તેથી કરીને એનો કાર્યક્રમ એટલે આ સ્થિતિએ ઉત્પન્ન કીધેલા પ્રશ્નોનો ઉકેલ કરવાના પ્રયત્નોનો સમૂહ.

ધન ઉત્પન્ન કરવાનાં ખાસ સાધનો અને મૂડીની ખાનગી માલીકી કોઇ અમુક વ્યક્તિનાં ચાલ્યાં આવે છે તેનો ધ્વંસ કરવો એ આ હીલચાલની મુખ્ય નેમ છે. દુનિયાંનો આર્થિક ઇતિહાસ તપાસતાં દેખાય છે કે ઓગણીસમા સૈકાની અગાઉ આવી હીલચાલ શરૂ કરવામાં આવત, તો તે તદ્દન પાયા વગરની અને અક્કલ વગરની ગણવામાં જરા વાંધો આવત નહી.

દાખલા તરીકે, અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસના પ્રજાસત્તાક તંત્રની શરૂઆતમાં લોકોની આર્થિક સ્થિતિ કેવી હતી તેનો જ વિચાર કરીએ. એ દેશનો તે વખતનો મુખ્ય ધંધો ખેતી હતી. જમીન જોઇએ તેટલા જથામાં તેમજ સર્વને મળી શકે એમ હતું. યાંત્રિક કળા અને એવી કારીગરી નાના પાયા ઉપર ચાલતી હતી અને અમુક ઇસમના પુરૂષાર્થ ઉપર તેનું ધોરણ બંધાયલું હતું. જે જાતના હથીઆરો તે વખતે હતાં તે ઘણાખરાં હાથે વાપરવાના હતાં, અને સાદાં તથા સોંઘાં હતાં. તે વખતનો યાંત્રિક કળાકાર એવાં હથિઆર ઝટ મેળવી શકતો હતો ને તેમાં થોડીવારમાં કુશળ થઇને પોતાનો ધંધો ઘર આગળ કે નાનાં અને પોતાની માલીકીના કારખાનામાં ચલાવી શકતો હતો. તે વખતે એ સંજોગોમાં તેને મુડીની જરૂર ન હતી, પણ ખપ પુરતી અક્કલની અને કુશળતાની જ જરૂર હતી. અને તેથી એવા ધંધામાં રહેલો મદદનીશ કે ઉમેદવાર આદમી પોતાના શેઠ

ઉપર કાયમને માટે પરતંત્ર નહોતો થઈ રહેતો. એતો માત્ર ગુરૂ પાસેથી વિદ્યા ભણનારા શિષ્ય જેવો હતો. જેવો તે વિદ્યા શીખી લેતો કે તુરત સ્વતંત્ર ધંધાદારી તરીકે પોતાનો ધંધો શરૂ કરી શકતો હતો. તેનું હથિઆર તેની પોતાની માલીકીનું હતું. તેની કુશળતાનો માલીક પણ તેજ હતો, અને જે માલ તે બનાવતો તેનો માલીક પણ નૈતિક દ્રષ્ટિએ અને કાયદાની દ્રષ્ટિએ તે પોતેજ હતો. પોતાની આજીવીકાને માટે એને પોતાની જાત મહેનત ઉપર જ આધાર રાખવાનો હતો. તેમ તેની આ. જીવીકાના સાધાન પણ હરઘડીએ તેની પાસે રહેતાં. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે આવા સમયમાં હથિઆરોને સામાજીક કે મજીયારી માલીકીના બનાવવાથી અથવા જુદા જુદા ઉદ્યોગોને રાષ્ટ્રીય કે સંયુક્ત માલીકીના બનાવવાથી, કોઇ જાતનો ફાયદો થાય એમ ન હતું.

પણ હાલમાં જ થોડી એક પેઢી થયાં ધન ઉપાર્જન અને વહેંચણ કરવાની રીતમાં ગુપ્ત વિપ્લવ યાને છુપો ફેરફાર થઇ રહેલો છે. તે જુના વખતનું સાદું હથિઆર તો હવેના જમાનામાં અજાયબ જેવી રચના વાળું, રાક્ષસી કદવાળુ, વરાળ કે વીજળીની મદદથી હજારો આદમીઓના હાથનું કામ એકી વખતે કરનારૂં યંત્ર બની ગયું છે. જુના વખતની નાની કામ કરવાની દુકાન તો હાલની મોટી મીલ થઇ બેઠી છે, જેમાં હજારો કારી. ગરો એકઠી મજુરી કરવાને વાસ્તે દરરોજ ભેગાં થાય છે. કોઇ પણ ઉદ્યો. ગમાં જોઇતા વ્યક્તિગત પ્રયત્ન, સામાન્ય હુશીઆરી, અને કુશળતાને બદલે હવે તો મોટા સમૂહમાં માલની પેદાશ, મજુરીના વિભાગ અને– અમુક અમુક ભાગના કામમાં જ કુશળતા જોઇએ છે. લક્ષણ, રીત અને હેતુમાં માલની પેદાશ સામાજીક થઇ ગઈ છે. આવા આર્થિક વિકાસથી લોકોની સમાજીક સ્થિતિ અને અરસપરસના સંબંધમાં પૂરેપૂરો ફેરફાર થઈ ગયો છે.

દુનિયાંનાં ઇતિહાસમાં પહેલી જ વખતે છુટક માલ પેદા કરનારાઓ પોતાનાં હથિઆર ગુમાવી બેઠા છે. હાલનો મજુર પોતાના બાપદાદાના વખતના સાદાં હથિયાર વડે જીંદગી નીભાવી શકે એમ નથી. તેને તો હવે છેલ્લાંમાં છેલ્લી ઢબનાં સાંચા કામને લગતી સર્વ સામગ્રી મળે તોજ ખા- વાનું મળે એમ છે. તેના સિવાય એ હવે પાંગળો થયો છે. પણ એક સાધારણ વ્યક્તિ મજુર કે કારીગર આધુનિક સાંચાકામ ખરીદીને તેનો માલીક થઇ શકે એમ નથી; અને મજુરો કે કારીગરોનો સમૂહ સાંચાકા- મના માલીકો હોતા નથી. હાલના દોલત ઉત્પન્ન કરવાનાં સર્વ મુખ્ય સાધનો

જેવાં કે, સાંચાકામ, કારખાનાઓ, જમીન, ખાણો, રેલ્વેઓ વિગેરે સર્વ સાધનો મજુર અને કારીગર સિવાયના બીજાજ વર્ગના માણસોની માલીકીનાં થઇ પડયાં છે.

ગ્રીક લોકોએ ઉપજાવી કાઢેલી ટેન્ટેલસની દંત કથા, શારીરિક અને માનસિક વેદના મનુષ્ય કેવી તીવ્ર રીતે ભોગવે છે, તેનો આપણને આબેહુબ ખ્યાલ આપે છે. દૈવી કોપનો ભોગ થયલો એક મનુષ્ય પોતાની હડપચી સુધી પાણીમાં ઉભો રહેલો કલ્પાયો છે, અને તેના માથા ઉપર ઉત્તમ ફલફલાદિ લટકતાં રાખવામાં આવ્યાં છે. એ મનુષ્ય ભુખ અને તરસથી અત્યંત પીડા પામે છે, તેથી તરસ મટાડવા આસપાસના ઠંડા અને મધુરાં જળ તરફ પોતાના ઉષ્ણ હોઠ નીચા નમાવે છે, અને પોતાના ધ્રુજતા હાથ માથા ઉપરજ આવી રહેલાં લોભાવતાં સ્વાદિષ્ઠ ફલો તરફ લંબાવે છે. પણ અફસોસ ! પાણી હમેશાં ખસી જાય છે અને ફલો હંમેશાં ઉંચાં જાય છે, અને તે બીચારો ટેન્ટેલસ ભુખ તરસ મટાડવાની પુષ્કળ સામગ્રીની વચ્ચે ઉભેલો હોવા છતાં તીવ્ર ક્ષુધા અને તૃષાની વેદના પામ્યા જ કરે છે.

ગ્રીક લોકોની આ કલ્પના હાલના સુધરેલા યૂરોપ અને અમેરિકામાં સામાજીક અને આર્થિક સત્ય થઇ રહી છે. અમેરિકાનોજ વિચાર કરીએ. આ દેશમાં કુદરતી ધન પુષ્કળ છે, છતાં લાખો કામ કરી શકે એવાં માણસો જીંદગીની સાદી જરૂરીઆતો માટે વલખાં મારે છે. એ જરૂરીઆતો પૂરી પાડવાની સર્વ સામગ્રી એ લોકોની આસપાસ ચોમેર પડી રહેલી છે. એ લોકો પોતાનીજ મહેનતથી પોતાનાં ખોરાક અને વસ્ત્ર ઉત્પન્ન કરવાને વાસ્તે ઘણા આતુર છે. આ બે જરૂરીઆત ઉત્પન્ન કરવા જેટલી કુશળતા અને બુદ્ધિ એ લોકોનામાં છે, પણ એ લોકો અને એમની જરૂરીઆતોની વચ્ચે આધુનિક હથિઆર આવેલું છે, જે સર્વ ધન મેળવવાની ચાવી છે. અને એ હથિઆરની પાછળ મુડીવાળો તેનો માલીક ઉભેલો છે, જે ધારે ત્યારે એનો ઉપયોગ લોકો પાસેથી છીનવી લેવાની પૂરેપૂરી સત્તા રાખે છે. અમેરિકામાં સાધારણ વખતમાં તો વીસ લાખ માણસો કાયમના કામ વગરના હોય છે, અને વખતો વખત મંદીના વખતમાં તો પચાસ લાખ અને તેથી પણ વધારે માણસો કામ વગરના થઈ પડે છે. આ બધો વખત એ લોકોને ખાવાને અને પહેરવા ઓઢવાને તો જોઇએજ, તેમજ એ લોકો એને માટે મજુરી કરવા પણ એ બધો વખત તૈયારજ હોય છે; વળી આ બધો વખત દેશમાં ખાવાની અને પહેરવાની ચીજો પેદા કરનારી

સર્વ કાચી સામગ્રી પણ મોજુદ હોય છે; પણ તેને મજુરીનો જાદુઈ હાથ લાગે ત્યારે ખાવા લાયક કે પહેરવા લાયક માલ પેદા થાય ક્યાંથી! જેથી હાલની આર્થિક સ્થિતિને પરિણામે અઢળક ધન હોવા છતાં કામ કરનાર વર્ગ ગરીબાઈ અને ભૂખમરામાં સબડ્યા કરે છે!

આમ મજુર વર્ગ હથિઆર વગરનો થઈ પડવાથી તેમની આર્થિક સ્વતંત્રતાનો લોપ થઈ ગયો છે. હથિઆરના જબરા માલીકોની મરજીમાં આવે તે પ્રમાણે આ વર્ગ કામ કરે છે, અને જીવે છે, અથવા તો આળસુ બનીને બેસી રહે છે અને ભૂખે મરે છે. મજુરીના બદલામાં તો માત્ર પેટ ભરવા જેટલોજ રોજ મળે છે. એ લોકોની મહેનતનો નફો તો ફરજીઆત વેરા તરીકે કે ઇજારાની ફી તરીકે મુડીના માલીકનેજ મળે છે.

આ પ્રમાણે હાલનો સમાજ બે મુખ્ય આર્થિક વર્ગમાં વહેંચાઈ ગયો છે. માલીકી વગરના પણ માલને ઉત્પન્ન કરનારા, અને સાંચા-કામની માલીકીવાળા પણ તેનો ઉપયોગ નહી કરનારા, યાને મજુરો અને શેઠો, અથવા કામગારો અને મુડીવાળાઓ અથવા તો દૈનિક દરમાયા ઉપર આધાર રાખનારો વર્ગ અને નફામાંથી મોટી આવક ઉત્પન્ન કર-નારો વર્ગ. આ વર્ગો કંઈ કાયદાથી નક્કી થયેલા નથી, પણ તેઓ આર્થિક સ્થિતિને લઈને ચોક્કસ રીતે ગોઠવાઈ ગયેલા છે, અને જેમ જેમ આધુનિક ઔદ્યોગિક વ્યવસ્થા ખીલતી જાય છે, તેમ તેમ આ બે વર્ગો કાયમના અને વંશપરંપરાના પણ થતા જાય છે. અલબત, હજી યે કોઈ નસીબદાર મજુર કે કારકુન ધન અને સત્તાવાળા સ્પૃહણીય ઉપલા વર્ગમાં પ્રવેશ કરવાને શક્તિમાન થાય છે. પણ એવા સંજોગો દિન પ્રતિદિન બહુજ ઓછા થતા જાય છે. મજુરોનો મોટો ભાગ તો આખી જીંદગી સુધી મજુરી કરવાનેજ સરજાયલો દેખાય છે. અને તેની ભવિષ્ય પ્રજા પણ મજુર થવાનેજ જન્મવાની જણાય છે. એટલે મુડીવાળો વર્ગ પણ ઘણી ઝડપથી પેઢીધર પેઢી ઉતરતો થઈ જતો દેખાય છે. જાત મહેનતથી આગળ આવેલો અને નવા ઉદ્યોગનો સ્થાપનાર વર્ગ નષ્ટપ્રાય થઈ ગયો છે. હાલની દુનીયાની ઘણીખરી દોલત તે મેળવનારાઓની બીજી કે ત્રીજી પેઢીની પ્રજાના હાથમાં આવેલી છે. કંજુસ બાપનો ઉડાઉ બેટો લખલુટ ખર્ચ કરીને પાછો પોતાના ગરીબ દાદાઓની અસલ ગરીબાઈમાં આવી જવાના દાખલા હવે તો ક્વચિતજ બને છે; કારણ મુડીવાળાઓની મુડી ઘડીએ નહીં વધે એટલી પળે વધે છે, તથા એક હથ્થુ કારભારને બદલે હવે તો સંયોજીત સંસ્થાનો કારભાર ચાલવા માંડ્યો છે.

અલબત, આ ઉપરથી એમ કહેવાની મતલબ નથી કે આખો મનુષ્યસમાજ ઉપલા બે વર્ગોમાંજ ચોક્કસ રીતે વહેંચાઈ ગયેલો છે. આ વર્ગો ઉપરાંત વચલા કહેવાતા અચોક્કસ હદવાળા વર્ગો પણ છે, જેમાં બધી જાતના ખાસ હિતોનો સમાવેશ થાય છે. પણ એટલું તો ખરૂં કે આધુનિક ધંધાદારી સમાજમાં ઉપલા બે વર્ગો એકદમ ઉપર તરી આવે છેઃ મુડી માલેકો અને મજુરો. મજુરની ગણત્રીમાં દરેક જાતના હાથે કામ કરનારા તેમજ મગજથી કામ કરનારા ભાડુતી વર્ગનો સમાવેશ થઇ શકે છે.

આ વર્ગો વચ્ચે વિગ્રહ ચાલી રહ્યો છે. એ વિગ્રહ કોઇ વખત ખુલ્લો ને બળજોરી વાળો હોય છે, તો કોઇ વખત છુપો અને બેમાલુમ હોય છે, પણ આખરે એ વિગ્રહજ છે. આ વિગ્રહ કોઇ વ્યક્તિની સામેની દુશ્મનાવટથી કે આકસ્મિક કારણોથી ઉભો થયેલો નથી, પણ મૂળ પાયેના સમાજમાં હરહંમેશ હાજર રહેતા આર્થિક વિરોધને લીધે ઉત્પન્ન થયેલો છે. અને તેથીજ એ વિગ્રહ ઘણો તીવ્ર છે, દાબી ન શકાય એવો છે.

### શેઠ અને મજુર વચ્ચેનો વિગ્રહ.

શેઠ નફાને માટે ધંધો કરે છે. એ નફો ભાડુતી હાથે કીધેલાં કામમાંથી આવે છે. મજુર પગારને માટે કામ કરે છે. શેઠનો નફો બાદ જતાં બાકી રહે તે મજુરનો પગાર. એટલે નફો જેટલો વધારે તેટલો મજુરનો પગાર ઓછો. શેઠ નફો કાયમ નહી રાખી શકે અથવા વધારી નહી શકે તો ધંધો નકામો થઈ જાય. શેઠના પોતાના ગમે તેવા અભિપ્રાય હોય પણ તે કાંઇ કામ લાગે નહી. આવી રીતે જે સ્વાર્થવિરોધ મજુર અને શેઠ વચ્ચે ઉભો થાય છે, તે કોઇ કોઇ વખત શાંત રીતે સાટાં કરીને કે વધતો ઓછો દરમાયો કરીને શમી જાય છે, તો કોઇ કોઈ વખત હડતાલો, બહિષ્કારો, તોફાનો અને આખરે જેલખાનાઓના રૂપમાં દેખાય છે.

### નફો મેળવનારા એક શેઠ અને બીજા શેઠ વચ્ચેનો વિગ્રહ.

સ્પર્ધાની સામાન્ય સ્થિતિમાં દરેક મુડીવાળો અમુક ઉદ્યોગનો એક ભાગ પોતાની સત્તામાં રાખે છે, અને તેના વધતા ઓછા ભાગ પ્રમાણે તેને નફો મળે છે. તેની કુદરતી ઇચ્છા નફો વધારવાની હોય છે. પણ તે પોતાના પાડોશીનો તેટલો નફો ઓછો કર્યા સિવાય પોતાનો નફો વધારી શકતો નથી. અને તે ઉપરથી ઉન્માદ ભરેલી ધંધાની હરીફાઈ ચાલે છે, અને બજારની નિર્દય સ્પર્ધા ઉભી થાય છે. એકને બીજાથી ઓછે ભાવે વેચવાની ઉત્કંઠા થાય છે, જેથી માલમાં ભેળસેળ ને નકલીપણું દાખલ

થાય છે, આંધળીયાં કરીને સટ્ટા કરવામાં આવે છે અને આખરે દેવાળાં ફુંકાય છે.

## મજુર અને મજુર વચ્ચેના વિગ્રહ.

આધુનિક યંત્રકામ મનુષ્યજાતને સુખનું સાધન હોવા છતાં હાલની વ્યક્તિગત માલીકીપણાની વ્યવસ્થાથી બીચારા મજુરને મોટા શ્રાપ સમાન થઈ પડયું છે. એની મજુરીનો બોજો ઓછો થયો નથી. એના કામ કરવાના કલાકો ઓછી થયા નથી. વળી એને કામમાંથી ગમે તે વખતે એ પરવારતો કરી દે છે. હાલના યંત્રની એક સામટો માલ મોટા જથામાં પેદા કરવાની શક્તિને લીધે લાખો માણસ એકદમ ધંધા વગરના થઇ જાય છે; અને તેથી મજુરી મેળવવાની હરીફાઇમાં પેટપૂરતા પગાર કરતાં પણ ઓછા દરે કામ લેવાની ફરજ પડે છે.

થોડી મહેનતે જાણે પોતાની મેળેજ ચાલતાં સાંચા કામમાં નાનાં છોકરાં અને સ્ત્રીઓની મજુરી શક્ય હોઇ સોંઘી થઈ પડી છે. આને લીધે છોકરાંઓ અને સ્ત્રીઓ તેઓનાં બાપ અને ધણીઓની સામે હરીફાઇમાં ઉતરી પડે છે. જે કારખાનામાં સ્ત્રી અને છોકરાંની સંખ્યા વધારે હોય ત્યાં મરદોને મજુરી મેળવવાનું કામ કઠણ થઇ પડે છે, અને મેળવે તો ઓછા રોજે કામ કરવાની ફરજ પડે છે, એટલે એનો એમ અર્થ થયો કે છોકરાં અને સ્ત્રીઓની મજુરીથી મરદોની મજુરીનો દરમાયો ઘટયો, અથવા મરદના દરમાયા ઓછા એટલે સ્ત્રી અને છોકરાંની સંખ્યા વધારે, એટલે પરિણામે મજુર વર્ગને દુઃખ દારિદ્રય અને આપદાના દુષ્ટ ચક્રમાં કાયમનું ફર્યા કરવાનું રહ્યું!

## માલ ઉત્પન્ન કરનાર અને ઉપભોગ કરનાર વચ્ચે પણ વિગ્રહ ચાલે છે.

ધંધો તો નફાને માટેજ હોય. જેમ માલની કીંમત વધારે ઉપજે તેમ મુડીવાળાને નફો વધારે આવે, અને તેથી ખરીદનાર અને વેચનાર, ભાડુત અને ઘરમાલીક, ગાડીવાળા અને મુસાફર, યાને નિર્દય મુડીવાળા અને છેવટના ખાનારા અથવા વાપરનારા વચ્ચે કાયમનો ઝઘડો ચાલ્યા કરે છે.

આમ ઉદ્યોગ ધંધાની વ્યક્તિગત અને હરિફાઇવાળી હાલની પદ્ધતિથી સમાજમાં વિગ્રહ ચાલી રહ્યો છે. તેથી પ્રત્યેક વ્યક્તિ બીજી વ્યક્તિની સામે ઇન્સાનીયત ભુલી જઈને કઢંગી રીતે હેવાનની માફક ક્લેશ કરી રહી છે. પરિણામે ખોરાક કે દોલત મેળવવાને માટે એક પ્રકારની

ગાંડી ને દ્વેષવાળી શરત ચાલી રહી છે, જેમાં નથી કાંઇ વ્યવસ્થા કે પદ્ધતિ, નથી દયા કે સહાનુભૂતિ. એ શરતને લીધે એવો કોટ્યાધિપતિનો વર્ગ ઉત્પન્ન થઈ ગયો છે કે જેમની દોલત હજારો કુટુંબને પોષી શકે એવડી મોટી છે તેમજ જેમની પોતાની ભવિષ્યની અસંખ્ય પેઢીઓને પણ તે ખાતાં ખુટે એમ નથી. છતાં તેમની જ પાડોશમાં સેંકડો દરિદ્રીઓ પણ એવાં ઉત્પન્ન થઇ રહ્યાં છે કે જેમનાં છોકરાં છેક નજીવામાં નજીવી જીવનની જરૂરીઆત વગર રઝળી રખડીને મરે છે. આ શરતને પરિણામે એકવાર કુમળી વયના છોકરાં અને સ્ત્રીઓ તથા મરદો થાકી જાય ત્યાં સુધી કામ કરવામાં એકે સામટાં રોકાઇ જાય છે, અને તુરત પાછાં લાખો કામ કરવાને રાજી અને સશક્ત માણસો એકદમ કામ વગરનાં થઈ પડે છે, મરજી વિરૂદ્ધ આળસુ બની રહે છે અને ભૂખમરો વેઠે છે. આ હરીફાઇમાં રચી પચી રહેલી મુડીવાળાની માલીકીને લીધે ઉભા થતા સામાજીક વિગ્રહો એક રાષ્ટ્રની હદમાંજ ઉત્પન્ન થઈને અટકી રહેતા નથી. જેમ જેમ મુડી એક રાષ્ટ્રથી બીજા રાષ્ટ્રમાં વપરાવા લાગે છે, તેમ તેમ મુડી આખી દુનિઆની સુલેહ-શાંતિને ધક્કો પહોંચાડનારી થતી જાય છે.

દરેક ધંધદારી દેશમાં ધંધાની ઉંચા દરજ્જાની ખીલવણી થતાં માલની છત વધી પડે છે. એ માલને પેદા કરનારો મજુર વર્ગ એ બધો માલ પાછો ખરીદી શકતો નથી; કારણ કે તેમના દરમાયાના કુલ્લે સરવાળા કરતાં તેમણે પેદા કરેલા માલની કુલ કીંમત વધારે થાય છે. મુડી-વાળાઓને પણ એટલો બધો ખપ હોતો નથી એટલે બહારના મુલકમાં તેની નીકાસ કરવી પડે છે.

જ્યારે કોઇ પણ દેશનાં કુદરતી સાધનો અને ઔદ્યોગિક સાહસો પૂરેપૂરાં ખીલી રહેલાં હોય છે, ત્યારે ત્યાંની મુડીને નફો મળે એવી રીતે રોકવાના સાધનો ઓછાં થાય છે; જેથી મુડીવાળાઓને નવા અને પારકા મુલકોમાં નફો મળે એવાં મુડીનું રોકાણ કરવાના ક્ષેત્રો શોધવાં પડે છે. વળી યુરોપમાં ઉદ્યોગોમાં આગળ વધેલા દેશોમાં ખોરાક અને કાચા માલના સાધનો ત્યાંની ગીચ વસ્તીના પ્રમાણમાં ટુંકાં છે. તેથી એ દેશોને એવા કાચા માલને માટે બહાર દેશાવરના મુલકો ઉપર આધાર રાખવો પડેછે.

હરીફાઇ કરનારા, રાષ્ટ્રીય મુડીવાળા સમુહોના પાયા ઉપર રચાયલી હાલની દુનીઆમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ધંધાને લીધે ઝઘડા જામે છે. આવા ઝઘડાઓ પરદેશમાં આવેલાં સંસ્થાનો વધારવાના અને રાજ્યદ્વારી સત્તા વધારવાના રૂપો પકડે છે. જેમ જેમ આગળ પડતી પ્રજાનો મુલક વધે છે અને

દુનીયાંમાં જીતવાની બાકી રહેલી જગ્યા ઓછી થતી જાય છે, તેમ તેમ વેપારની સ્પર્ધા અને સરસાઇના ઝઘડા વધારે તીવ્ર અને દ્વેષવાળા બને છે. આને લીધે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ખટપટ કરવાની નાશકારક રાજનીતિ ગ્રહણ કરવી પડે છેઃ છુપી મસલતો, હરીફાઇ કરી શકે એવું નૌકા સૈન્ય, અને વિગ્રહસંધિના છુપા કોલકરારો કરવા પડે છે. આથી આખો સંસાર રાષ્ટ્રીય સમુહ રૂપી દુશ્મનોની છાવણીમાં વહેંચાઇ જાય છે અને આખરે ખુનખાર લડાઇ સળગી ઉઠે છે.

બધું પૃથક્કરણ કરી જોતાં ચોખ્ખું માલુમ પડે છે કે છેલ્લો નાશકારક વિગ્રહ જે હમણાં હમણાં જ શાંત થયો છે તેનું કારણ આ મુડીની સામ્રાજ્યવાદી વ્યક્તિગત પદ્ધતિ હતી.

જગતમાં સુધારણાની પ્રગતિમાં આ મુડીવાળી વ્યવસ્થાએ પણ કેટલુંક તો સારૂં કામ કર્યું છે. એને લીધે ઉદ્યોગ વ્યવસ્થિત થયો છે, નવી શોધ કરવાનું ઉત્તેજન મળ્યું છે અને મનુષ્યની માલ પેદા કરવાની શક્તિ અનેક ગણી વધી છે. એનાથી મોટી દોલત ઉત્પન્ન થઈ છે, અને જીવનનું ધોરણ ઉંચુ થયું છે. એનાથી આખા સંસારમાં સુધારણા અને ઉચ્ચ સંસ્કારનું સામ્ય દાખલ થવા પામ્યું છે. અર્થાત માનવ જાતની ખીલવણીના ઇતિહાસમાં એણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.

પરંતુ દરેક ઔદ્યોગિક પદ્ધતિનું આજદિન સુધી થતું આવ્યું છે તેમ, આ હરીફાઇ પણ એવે તબક્કે આવી પહોંચી છે કે જ્યારે એનો ધર્મ પૂરો થયો છે, અને એની ઉપયોગિતા સંસારને હવે રહી નથી. હરીફાઇ પોતાની જુવાનીના સમયમાં વેપાર ધંધાનું જીવન હતું; પણ હવે તો પોતાની વૃદ્ધાવસ્થામાં ઝેર થઇ પડી છે. આખરે આ હરીફાઇએ રાષ્ટ્રના ઔદ્યોગિક જીવનને અનીતિમાન બનાવ્યું છે અને હરીફાઇ કરનારાઓની જાતનોજ નાશ કરવા માંડયો છે. અને આ તબક્કે હરીફાઇ યાને સ્પર્ધા એક નવી ઔદ્યોગિક પદ્ધતિને ધીમે ધીમે પણ મક્કમ રીતે તાબે થવા માંડી છે. એટલે હવે તો ધંધાના મોટાં સીન્ડીકેટો યાને ટ્રસ્ટો બનવા માંડયાં છે, અને રાષ્ટ્રના ઇજારા રૂપ વ્યવસ્થા થવા લાગી છે.

આ ટ્રસ્ટો કોઈ ચાલાક નાણુંશાસ્ત્રીની હોંશીયારીથી ઉભાં થયાં નથી. તેમ જ એઓ કાંઇ આકસ્મિક અથવા તો અટકાવી શકાય એવી આફત નથી. એ તો વ્યક્તિગત મુડીવાળી વ્યવસ્થાની ખીલવણીના આવશ્યક પરિણામો છે. અથવા તો ઔદ્યોગિક વ્યક્તિવાદની સંસ્થાના પરિપક્વ ફળો છે. જેમ આગલા જમાનાના હાથે વાપરવાના હથીઆર કરતાં હાલના

યાંત્રિક બળવાળાં કારખાનાંઓ માલ ઉત્પન્ન કરવાના બેશક વધારે સારાં અને ઉચ્ચ સાધનો છે, તેમ હરીફાઈના કરતાં ટ્રસ્ટ યાને સીન્ડીકેટો ઔદ્યોગિક વ્યવસ્થા કરવાના વધારે સારાં અને ઉચ્ચ સાધનો છે. કોઇ પણ રાષ્ટ્રના ઔદ્યોગિક જીવનમાં ટ્રસ્ટો ઘણો અગત્યનો ભાગ ભજવે છે અને એને લીધે દેશની સામાજીક સ્થિતિમાં સારો તેમજ નબળો ફેરફાર થયે જાય છે. હરીફાઇવાળી પદ્ધતિમાં ચાલતાં અંધેર અને ઘોંટાળાને આ ટ્રસ્ટો દૂર કરી શકે છે. ખપ પ્રમાણે માલની છત આ ટ્રસ્ટો રાખી શકે છે, તેમજ માલનો બગાડ અને હદ કરતાં જાદે પેદાશ ઉપર અંકુશ રાખી શકે છે; અને તેજીમંદી ઉપર કાબુ રાખવાથી નાણાની કટોકટીમાંથી વેપારને બચાવી શકે છે.

પરંતુ આ તેના ગુણો તેના જ બીજા દુર્ગુણો આગળ કશા હિસાબમાં નથી. હાલની બીજી બધી વેપારની સંસ્થાઓની માફક આ ટ્રસ્ટો તેના માલીકો અને સ્થાપનારાઓના નફાને માટે ચલાવવામાં આવે છે. એથી મુડીની ખાનગી માલીકીના બધા દુર્ગુણો એને પાછા ચોંટે છે; અને જેમ આ ટ્રસ્ટોની સત્તા વધારે હોય છે તેમ એની આફતો પણ તેટલી જ વધારે થાય છે. આ ટ્રસ્ટોએ તો મુડીનો જથો મહા ભયંકર રીતે વધારી દેવાની કળાને ભારે ખીલવી છે. અમેરિકામાં તો અબજો ડોલરની બાંહ્યધરી પ્રચારમાં આવી રહેલી છે. અને બીચારો મજુરવર્ગ એ બાંહ્યધરીના માલીકોને વ્યાજના અને ડીવીડન્ડના રૂપમાં લાખો ડોલરની ખંડણી આપી રહ્યો છે. આ ટ્રસ્ટો તો એવું કરજ ઉભું કરે છે કે જેને મજુરોની ભવિષ્યની અનેક પેઢીઓ પણ અદા કરી શકવાની નથી.

કેટલાક ધંધાઓમાં આ ટ્રસ્ટો જ કાંતો એકલા કે મોટે ભાગે કામે રોકનારા શેઠો હોય છે, એટલે જેટલા મરજીમાં આવે તેટલા પગારથી મજુરોને રોકવાની કુલ સત્તા ધરાવે છે. ટ્રસ્ટવાળા ઘણાખરા ધંધામાં કામ કરવાના કલાકો ઘણા હોય છે, મજુરોના પગાર નજીવા હોય છે, અને તેમની સાથે વર્તણુક પણ સારી ચલાવવામાં આવતી નથી. ટ્રસ્ટ એટલે પૂરા અગર લગભગ પૂરા ઇજારા, એટલે એમને માલની કીંમત ઠેરવવાની પણ સત્તા, તેથી પેદા કરવાની રીતમાં ઘણી કરકસર હોવા છતાં ટ્રસ્ટવાળા ઉદ્યોગોનો માલ બહુ મોંઘી કીંમતે વેચાય છે. ખરચનું ધોરણ વધી પડવાનું મોટું કારણ આ ટ્રસ્ટો છે.

પરંતુ ઉપલા આર્થિક દુઃખો ઉપરાંત દેશના રાજકીય અને જાહેર જીવન ઉપર આ ટ્રસ્ટોની બહુ વિનાશકારક અસર થાય છે. જુના

રાજકીય પક્ષો, સરકાર, ધારાસભા, ન્યાયમંદિરો, અને જાહેર છાપાંઓ ઉપર પણ આ ટ્રસ્ટો ઘણો કાબુ ધરાવે છે. ટુંકમાં પ્રજાતંત્રની દરેક સંસ્થાને આ ટ્રસ્ટો મોટો ધોકો પહોંચાડી રહ્યાં છે.

યૂરોપમાં આજ તો ઘણાં ખરાં સામાજીક દુઃખો આ ટ્રસ્ટની તેમજ વ્યક્તિવાળી મુડીમાલીકોની હરીફાઇવાળી વ્યવસ્થાએ જ ઉત્પન્ન કીધેલાં છે. એને લીધે લોકો વિશેષી આર્થિક સ્વાર્થવાળા થઇ ગયા છે, અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિગ્રહો ઉત્પન્ન થયા છે. એને લીધે થોડીક વ્યક્તિના હાથમાં અઢળક ધન આવી પડયું છે અને બાકીનો ઘણો મોટો ભાગ મહેનત મજુરીને દરિદ્રતામાં સબડયા કરે છે; એને જ લીધે મહેનત મજુરી શોધતાં લાખો સશક્ત માણસો આળસ, લુચ્ચાઇ, દુર્ગુણ અને ગુન્હાની જાળમાં કમરજીએ સપડાઇ પડયાં છે. અને વળી એને લીધે જ દરેક વર્ગમાં અચોક્કસપણું અને આફતો પ્રસરી રહેલાં છે જેથી પરિણામે કોઇ સુખી નથી.

એટલે રોજ લાવનારો મજુર એકલો જ આ વ્યક્તિગત મુડીવાળી પદ્ધતિનો ભોગ થઇ પડયો છે એમ પણ નથી. નાના વેપારી અને કારખાના-વાળાઓની સ્થિતિ પણ ઘણી કફોડી થઈ પડી છે. એ લોકોને એક મેરથી પોતાના જેવા નાના વેપારીઓની સામે હરીફાઇ કરવાની હોય છે અને બીજી મેરથી મોટી શક્તિવાળાં ટ્રસ્ટોની સામે ટકી રહેવાનું હોય છે, તેથી એમનો ધંધો પણ દયાપાત્ર થઇ પડયો છે. પોતાની આર્થિક સ્વતંત્રતા જાળવી રાખવાની જંજાળમાં આ લોકોનો જીવનકલહ ઘણો તીવ્ર થઇ ગયો છે. પણ એ કલહમાં દહાડે દહાડે એ બીચારાઓની તો હાર થતી જાય છે, એ બીચારાઓનું તો આવી બનેલું જ છે. ટ્રસ્ટની નોકરીમાં કે મીલ્કત વિનાના મજુરોની હારમાં એને ક્યારે જવું પડશે તેના દહાડા નક્કી કહી શકાતા નથી. આમ સ્થિતિ હોવાથી નાના વેપારીઓના ફરજંદોને બાપ-દાદાનો ધંધો છોડી બીજા ઉંચા ગણાતા ધંધામાં ઘસડાવું પડે છે અને તેથી એ ધંધાઓમાં બેહદ ભીડ થવા માંડી છે અને કોઈ જાતની વ્યવ-સ્થાને અભાવે મહેનતાણાના દર પણ ઘટવા લાગ્યા છે. મજુરોની માફક બીજા ઉંચા ધંધાદારીઓમાં પણ કામ વગરના કે નહી જેવા કામવાળા લોકોનો સમુહ દિન પ્રતિ દિન વધતો જ જાય છે. હાથનું કામ કરનાર મજુર વર્ગના કરતાં મગજનું કામ કરનાર ધંધાદારી વર્ગની સ્થિતિ લગીરે સારી નથી.

વળી ખેડૂત પણ બીજા મજુરોની માફક જ મુડીના દબાણમાં લેટ-

લોજ સપડાઈ ગયો છે. મોટાં કારખાનાના મજુરોની માફક એ બીચારો પણ પોતે ઉત્પન્ન કીધેલા માલના નફામાંથી પેટ ભરવા પુરતું ભાગ્યે જ મેળવી શકે છે. ગણોત, ગીરો, ગોઠાઉન ભાડાં, ખેતીના ઓજારોની ઇજારાવાળી આપવી પડતી કીંમતના રૂપમાં એના નફાનો મોટો ભાગ મુડીવાળા શાહુકારો ખાઇ જાય છે.

આમ છતાં આધુનિક આર્થિક વ્યવસ્થાનો એકલો લાભ લેનાર મુડીવાળો આદમી પણ હમેશાં સુખચેન, કે આનંદ, કે શાંતિ ભરેલું જીવન ગાળી શકતો નથી. હાલની આર્થિક પદ્ધતિ જેટલી એને પોતાના હાથ તળે રાખે છે તેટલી એ પદ્ધતિને તે કાબુમાં રાખી શકતો નથી. એ બીચારો દોલતનો ધણી હોવા છતાં તેનો ગુલામ વધારે બને છે.

આ પ્રમાણેના સાર્વત્રિક સામાજીક દુઃખને માટે કોઇ એક અમુક વ્યક્તિ અથવા એક ચોક્કસ વર્ગ જવાબદાર નથી. એક સાધારણ મજુરના જેટલો એક સાધારણ મુડીમાલીક પણ મુળમાં તો પ્રમાણિક હોય છે. સાધારણ મજુર એક સાધારણ મુડીવાળા કરતાં વધારે ભલો કે પ્રમાણિક હોય છે એવું કાંઇ હોતું નથી. આપણા હાલના સમાજના જે દુઃખો છે તેને માટે તો જે પદ્ધતિને લીધે બધા સંસારને ઉપયોગનાં હથીઆરો એક માણસની માલીકીના થઈ ગયાં છે તે પદ્ધતિ જવાબદાર છે. જ્યાં સુધી આ પદ્ધતિનું તંત્ર ચાલુ રહેશે ત્યાં સુધી આ આફતો વેઠયે જ છુટકો. હાલની ઔદ્યોગિક વ્યવસ્થામાં દરેક વ્યક્તિનું સ્થાન નિર્માણ થઇ ગયલું લાગે છે. કોઈ માણસ મજુરી કરે કે ભટકયા કરે, કોઇને લુંટે કે કોઇથી લુંટાય એ બધાંના આધાર હાલની પદ્ધતિ ઉપર છે. નીતિના પાઠોના ઉપદેશ કરવાથી આમાં કાંઇ વળે એમ નથી. તેમજ દુઃખોનો મર્મ સમજ્યા વગર જે રાજકીય સુધારાઓ કરવાનો પ્રયત્નો કરવામાં આવે છે તે હાસ્યાસ્પદ થઈ પડીને બીલકુલ અસરકારક નીવડતા નથી. એવી આ મુડીવાળી વ્યવસ્થાથી ઉત્પન્ન થયલાં દુઃખો દૂર કરવાં હોય તો મુળ કારણને દૂર કર્યાં સિવાય બીજો એકે ઉપાય નથી. એ કારણ દોલત ઉત્પન્ન કરવાનાં સામાજીક સાધનોની ખાનગી માલીકી છે તે દૂર થવી જોઇએ.

અર્વાચીન સંસ્કૃતિની બે મોટી આફતો, વર્ગ વર્ગ વચ્ચેનો ઝઘડો અને દરિદ્રતા છે. એને દૂર કરવી હોય તો ઉદ્યોગોની ખીલવણી ન્યાયી અને શાસ્ત્રીય પદ્ધતિ ઉપર કરીએ તોજ થઇ શકે એમ છે. બીજાં બધાં વ્યર્થ ફાંફાં છે.

મનુષ્ય જાતના ઇતિહાસમાં તો દરેક વખતે વર્ગાવર્ગી તો નોંધાયલી દેખાય છે. પરંતુ જેમ સુધારો આગળ વધતો ગયો છે તેમ જન્મ અને જાતિ માત્ર ઉપરથી મળતા લાભો દૂર થયા છે અને ગુણ કર્મ ઉપર ધ્યાન અપાયું છે; પરંતુ મુડીવાળી આર્થિક પદ્ધતિએ નવી જ જાતની વર્ગાવર્ગી ઉભી કરી છે.

સમષ્ટિવાદીઓ વર્ગના ભેદના અસ્તિત્વમાં કે વર્ગના ઝઘડામાં આનંદ માનતા નથી, તેમ વર્ગો વચ્ચે ધિક્કાર ઉપજાવવાનો ઉપદેશ પણ આપતા નથી. એ લોકો તો હાલ જે વસ્તુસ્થિતિ છે તેજ દેખાડી આપે છે. એતો જેમ વાયુચક્રશાસ્ત્રી હવાના તોફાનને માટે જવાબદાર નથી તેમ સમષ્ટિવાદીઓ પણ સમાજમાં થતાં તોફાનને માટે જવાબદાર નથી. ખરી હકીકતમાં તો, સમષ્ટિવાદની હીલચાલ માત્ર એકલી એકજ એવી હીલચાલ છે કે જે વ્યવસ્થાપૂર્વક પ્રયત્નથી સંસારમાંથી ખોટી વર્ગાવર્ગી અને વર્ગના ઝઘડાઓ દૂર કરવા શુદ્ધ દાનતથી પ્રયત્ન કરી રહી છે. સામ્યવાદીને નામે ઓળખાતી રશીઆના જોરાવર સમષ્ટિવાદી પક્ષે મજુર વર્ગની એકલી સત્તાના ધોરણ ઉપર આધાર રાખીને રાજકીય સંસ્થા સ્થાપી છે. આ સંસ્થાને મજુર વર્ગની એકહથ્થુ રાજસતા કહેવામાં આવે છે અને હંગરીમાં સામ્યવાદી પક્ષે એનું અનુકરણ કર્યું છે, તથા યૂરોપ અને અમેરિકાના કેટલાક ભાગોમાં મજુર વર્ગના ઉદ્દામ પક્ષના આગેવાનો એને દાખલ કરવાનો આગ્રહ કરી રહ્યા છે. પરંતુ હજી આ બાબતમાં સમષ્ટિવાદીઓ એકમત થઇ શકયા નથી. અગર જોકે આ સત્તા પાકા અને સારા સિદ્ધાંત ઉપર રચાયલી છે કે કેમ, અથવા તો એ અમુક દેશમાં જ અગરતો બધા દેશોમાં અમલમાં મુકી શકાય એમ છે કે કેમ, તેનો હજી છેવટનો નિર્ણય થઇ શક્યો નથી, તોપણ વર્ગ વગરના સમષ્ટિવાદી સમાજના ધોરણ જોડે એનો બંધ બેસવામાં વાંધો દેખાતો નથી. કારણ કે રશીયન સામ્યવાદીઓ આ સંસ્થાને કાયમની ગણતા નથી, પણ હાલના સંજોગો પ્રમાણે લડાઇના હથીઆર તરીકે બીજા બળવા ઉભા થાય તેનો પ્રતીકાર કરવા પૂરતી જ હંગામી ઉપયોગની સંસ્થા ગણે છે.

લુંટીખાનારા આળસુ મુડીવાળા વર્ગ જતા રહેશે અને સશક્ત કામ કરનાર કુલ વર્ગ સમાજમાં ઉપયોગી કામ કરનારા તરીકે કામમાં આવી જશે, ત્યારે મજુર વર્ગની સત્તાવાળું રાજ્ય અને લોકોની સત્તાવાળું રાજ્ય એકાકાર થઇ જશે. અને આમ થતાં તરત જ મજુરોની એકહથ્થુ સત્તાને સમાન હકવાળી અને વર્ગ વિનાની સમાજમાં રહેનારાં

ઉપયોગી સ્ત્રી પુરૂષોની સત્તા અને અવાજને માન આપવું પડશે.

અલબત, ગરીબાઇ એ કંઇ નવું દરદ નથી. અને તે કંઇ મુડીને લીધેજ ખાસ ઉત્પન્ન થયેલું છે એમ નથી. સંસારમાં અનાદિ કાળથી દરીદ્રી માણસો તો ચાલ્યાં જ આવે છે પરંતુ આગલા વખતની ગરીબાઇ એવી હતી કે તેને દૂર કરવાનો કશો ઉપાય જ નહતો; કારણ કે તે વખતે યોગ્ય હથીઆરોની મદદ વડે બધાંને પૂરો પડે એટલો ખાદ્ય ખોરાકી વિગેરેનો જથ્થો ઉત્પન્ન કરવાની કળા માણસને હાથ લાગેલી નહતી. હાલની ગરીબાઇ તો કૃત્રિમ અને બીલકુલ બીન જરૂરી છે. છેલ્લી બે ત્રણ પેઢી થયાં માણસને એવાં યંત્રો હાથ લાગ્યાં છે કે સંસારમાં પહેલી વખત હવે તો પ્રત્યેક માણસને તેની સરાસરી જરૂરીઆત પૂરી પડી શકે તેટલાં સાધન ઉત્પન્ન થઇ શક્યાં છે. જેથી હાલની લોકસંઘની ગરીબાઇ તો અવિચારી અને ખોટી ઔદ્યોગિક વ્યવસ્થાને લીધે જ ઉભી થયેલી છે.

---

## પ્રકરણ બીજું.

---

### સમષ્ટિવાદનો ઉદ્દેશ.

જેમાંથી જીંદગીના સાધનો પૂરાં પડે છે તેવા હરકોઇ પ્રજાના મુખ્ય ઉદ્યોગો તે સમાજના અંગીઓના લાભને માટે સમાજે પોતે ચલાવવા જોઇએ એવી સમષ્ટિવાદીઓની માગણી છે.

ધનની ઉત્પત્તિ કરવી એ એક વ્યક્તિગત કર્તવ્ય છે એ મુખ્ય નિયમ ઉપર હાલનો સમાજ રચાયલો છે. આપણા બધા ઉદ્યોગો સમાજની જરૂરીઆતો પૂરી પાડવાને માટે ચલાવવામાં આવતા નથી, પણ ખાનગી નફાને માટે મુડીવાળી વ્યક્તિઓ એ ધંધા ચલાવે છે. મોટા ઉદ્યોગના સાહસિક સુકાનીઓ જે માલ પોતે ઉત્પન્ન કરે છે તેની સામાજીક ઉપયોગીતા કે કીંમત કેટલી છે તેની જરા પણ પરવા કરતા નથી. જે પ્રમાણે નફો મેળવવાની આશા હોય તે પ્રમાણે એ લોકો ધર્મના પુસ્તકો કે બંદુકો, ઔષધ કે ઝેર, હળ કે વિમાન વિગેરે બનાવડાવે છે. પોતાના દેશના કરોડો માણસને ખોરાકીની વસ્તુઓ, કપડાં, ઘર, રાચરચીલું, ગરમી, બત્તી, પુસ્તકો બીજાં આનંદનાં અને માલ લાવવા લઇ જવાના સાધનો અને સામાન્યરીતે તંદુરસ્તીમાં અને સુખમાં રહેવાના સાધનોની જરૂર છે કે નહી તેનો એ લોકો લવલેશ વિચાર કરતા નથી; પણ માત્ર પોતાના નફાનો જ વિચાર કરે છે.

હાલની વ્યક્તિના નફાને માટેની ખાનગી સાહસવાળી રૂઢિને બદલે મજીઆરા ઉપભોગને વાસ્તે સામાજીક પદ્ધતિ ઉપર માલની ઉત્પત્તિ કરવાની રૂઢિ સમષ્ટિવાદીઓ સ્થાપવા માગે છે. પ્રજાતંત્ર એટલે રાજદ્વારી સ્વરાજ અને સમષ્ટિવાદ એટલે ઔદ્યોગિક સ્વરાજ.

સ્પષ્ટ રીતે કહીએ તો, ધન દોલત ઉત્પન્ન કરવાનાં અને વહેંચવાના મુખ્ય સાધનો જેવાંકે જમીન, ખાણુ, રેલ્વે, સ્ટીમર, તાર અને ટેલીફોન ખાતાં, મીલો, બેંકો બીજાં કારખાનાઓ અને યાંત્રિક ઓજારો એ બધાં સાધનોને સમષ્ટિવાદીઓ જાહેરની અથવા તો મજીઆરી માલીકીના કરવા માગે છે.

આ મુજબનો સમષ્ટિવાદીઓનો મુખ્ય કાર્યક્રમ છે અને એવીજ રીતની એ લોકોની રાજકીય માન્યતા છે. આ કાર્યક્રમનો સિદ્ધાંત જે કબુલ રાખે તે સમષ્ટિવાદી; બીજો નહીં.

સમષ્ટિવાદીઓ પોતાના સાધારણ સામાજીક વિચારોમાં ભલે મતભેદ રાખે; પણ જુદે જુદે રસ્તેથી છેલ્લો આદર્શ તો ઉપર કહ્યો તેને જ પહોંચવા માગે છે. વિગતવાર કાર્યક્રમ કેવી રીતે પાર ઉતારવો તેમાં પણ કદાચ એ લોકો મતભેદ રાખે. પણ મુખ્ય સિદ્ધાંત ઉપર તો બધા એક મત છે. સમષ્ટિવાદના ઘણા પંથ છે એમ કહેવું એતો એ વાદના ઉપરચોટીયાં અવલોકનનું પરિણામ છે. ખરી હકીકતમાં તો, હજી સુધી કોઇ પણ રાજકીય મંડળે એના જેવો ચોખો, એક સરખો અને સુવ્યવસ્થિત કાર્યક્રમ રજુ કર્યો નથી.

આ મુજબ સમષ્ટિવાદનો કાર્યક્રમ સાદો અને સીધો હોવા છતાં, આપણા હાલના સામાજીક અને ઔદ્યોગિક સંબંધોમાં તો એ વિપ્લવ સૂચક છે. એ તો એક નવી જ વ્યવસ્થા દાખલ કરવા માગે છે. અને તેથી જે લોકો હાલની વ્યવસ્થાથી લાભો ઉઠાવી રહેલા છે તે લોકો એનો ઉંધો અર્થ કરાવવા માગે છે. અને જુના વિચારના લોકો એનો અર્થ સમજી શકતા નથી.

હજી જરા વધારે ઝીણી તપાસ કરીએ તો આ વાદના સંબંધમાં ઉત્પન્ન થયેલી ઘણી ગેરસમજુતો દૂર થઇ જશે. ઉપર કહ્યા મુજબ આ વાદ ધન ઉત્પન્ન કરવાના સાધનોની મજીઆરી માલીકી કરવા માગે છે. પણ આનો અર્થ વિરોધી ટીકાકારો અવળો કરે છે. એ લોકો કહે છે કે સમષ્ટિવાદીઓ તો ધનને સરખી રીતે વહેંચી નાંખવા માગે છે. એક અમેરિકન પંડિત નોર્વેના નવા રાજાને પોતાની યુરોપની મુસાફરી કર-

મ્યાન મળવા ગયો હતો. એની મુલાકાતનો હેવાલ તેણે અમેરિકામાં આવ્યા પછી બહાર પાડયો હતો, તેમાં એ રાજાની બુદ્ધિશક્તિ તથા સાદી સમજના ભારે વખાણ કર્યાં હતાં અને તેના પૂરાવા તરીકે આ વાદ સંબંધે થયલી વાત ટાંકી બતાવી હતી. પેલા પંડિતે રાજાને પૂછ્યું કે તમારા દેશમાં સમષ્ટિવાદનું જોર કેટલું છે ? રાજાએ જવાબ આપ્યો કે, છે, ઠીક છે; કંઈ ગંભીર નુકસાન કરે એવું દેખાતું નથી, અને ઉમેર્યું કે સમષ્ટિવાદ તો એની મૂર્ખતાથીજ નિષ્ફળ નીવડવાનો પૂરેપૂરો સંભવ છે. અને એ સંભવ એક દૃષ્ટાંત ઉપરથીજ સ્પષ્ટ દેખાડી આપ્યો હતો. રાજાએ કહ્યું કે, ધારોકે અમારા નોર્વે દેશની બધી દોલત આજે સમસ્ત પ્રજાજનને સરખે ભાગે વહેંચી આપીએ અને પછી કાલે એક નવું બાળક જન્મે તેનું શું ? શું આપણે દોલતની નવી વહેંચણી કરવી કે પેલા બાળકને કંઈ ભાગજ આપવો નહીં ને નિરાધાર રહેવા દેવું? આટલી વાત ઉપરથી એ રાજા અને પેલો પંડિત બંને એકમત થયા કે સમષ્ટિવાદ પેલાં બાળકને અને બાળક સમષ્ટિવાદને બીલકુલ કઢંગી સ્થિતિમાં લાવી મુકે છે ! બે મોટા માણસોએ આ પ્રમાણે આટલાં ઉપરથીજ પોતાની ચપલ તર્કશક્તિ વડે પોતેજ ઉત્પન્ન કીધેલા સમષ્ટિવાદના બાઉનું એકે તડાકે પૂરા સંતોષથી પૂરેપૂરૂં ખંડન કરી દીધું !

હવે, એતો ચોખ્ખુંજ છે કે આ વાદ ધન દોલતની સરખી વહેંચણી કરી નાંખવા માગતો નથી, આ વાદના કાર્યક્રમને ઉપભોગમાં આવી શકે એવાં ધન સાથે કશી નીસ્બત નથી, પણ માલ ઉત્પન્ન કરે તેવાં ધન સાથે ખરેખરૂં લાગે વળગે છે, આ વાદ ઉપભોગના એક સાધન તરીકે ધન વપરાય છે તેનો આક્ષેપ કરતો નથી; પરંતુ ધન સામાજીક જુલમ અને લુંટનું સાધન થાય છે તેની સામે વિરોધ કરે છે. સમષ્ટિવાદી તો ઉત્પન્ન કીધેલા માલને નહી પણ એ માલ ઉત્પન્ન કરવાના સાધનને સામાજીક માલીકીનું બનાવવા માગે છે.

રહેવાના મકાનો, કીંમતી કપડાંઓ, મોટરકારો, અને મોજ મઝાની હોડીઓ વિગેરેની ખાનગી માલકી તરફ એ લોકો બીલકુલ બેદરકાર છે. નિર્દોષ એકાકી યંત્ર, કલાકારની પીંછી કે ગૃહિણીની સોય અથવા સીવવાના સાંચા ઉપર એ લોકોની લોભી કડવી નજર પડતી નથી. પણ જે જાતના યંત્રકામમાં મનુષ્યનો મોટો સમૂહ કામે લાગે છે અને જેમાંથી આખી સમાજના ખાસ ઉપયોગની વસ્તુઓ ઉત્પન્ન થાય છે, યાને જે કામ કરવાના સામાજીક સાધનો અથવાતો સામાન્ય ધનના ઓજારો છે, તેની ખાનગી માલકી સામે એ લોકો વાંધો ઉઠાવે છે.

આ મુજબની જે મર્યાદિત માલીકી માંગવામાં આવે છે તે એવી નથી કે જે બધાએ વહેંચી લેવાની છે; પરંતુ તે તો બધાના અવિભક્ત, મજીઆરા ઉપયોગમાં રાખવાની છે. આપણા શહેરોના મોટા જાહેર રસ્તાઓની જેવી રીતની બધાની મજીઆરી માલીકી છે, તેવી ધન ઉત્પન્ન કરવાના સાધનોની રાખવા માટેની આ માગણી છે. આપણા જાહેર રસ્તાઓ અગર જોકે સ્પષ્ટ રીતે મજીઆરી માલીકીના છે, તેથી કાંઇ આપણે તેમાં જડેલા પથ્થરો ફાળે આવે તેમ વહેંચી લેતા નથી; તેમ આમાં પણ વહેંચી ખાવાનું નથી.

હાલના સમષ્ટિવાદ અને આગળના વખતના કેટલાક ખ્રીસ્તી પંથના સામ્યવાદ વચ્ચે ઘણો ફેર છે. એ સામ્યવાદમાં તો ઉપભોગમાં લઇ શકાય એવી તૈયાર ધનદોલતની ચીજો અને ધન ઉત્પન્ન કરે તે સર્વ ચીજો મજીઆરી માલીકીની હતી. હાલના રશીઆના બોલ્શેવીકો અને તેના બીજા દેશના અનુયાયીઓને સામ્યવાદી કહેવામાં આવે છે તે ચોખ્ખી ભુલ છે. હાલના બોલ્શેવીકોની શોવીયેટ સરકાર ધનવાળાઓ પાસેથી ધન લઈ લે છે, તે તો ત્યાંની બળવાની સ્થિતિને લઇને છે. રશીઆના આ કહેવાતા સામ્યવાદીઓ પણ આખરે તો ઉદ્યોગ ધંધાનીજ જાહેરની યાને રાષ્ટ્રની માલીકી માગે છે, પણ તૈયાર માલની જાહેર માલીકી માગતા નથી.

વળી એક બીજો એવોજ પાયા વગરનો ખ્યાલ પ્રચારમાં છે કે સમષ્ટિવાદીઓ તો દરેક જાતની મજુરીનો સરખો દરમાયો આપવા માગે છે. અલબત, નફાના રૂપમાં આળસુ લોકોને કામ કરનારાઓની મહેનતના ફળ રૂપ ઉત્પન્ન થયલો માલ લઇ લેવા દેવાની સમષ્ટિવાદીઓ વિરૂદ્ધ છે. છતાં સમષ્ટિવાદ તો મહેનત, હુશીઆરી અને જરૂરીઆતના પ્રમાણમાં જુદીજુદી વ્યક્તિઓને ચઢતા ઉતરતા બદલા આપવાનું પણ કહે છે.

આ વાદના કાર્યક્રમમાં બીજી ગેરસમજુત થવાનું મુખ્ય કારણ સામાજીક અથવા એકત્રિત માલીકીપણાના શબ્દનો ઉપયોગ છે. આ વાદના ઉપરચોટીઆ ટીકાકારો જાહેર માલકીને સરકારની માલકી સાથે ભેળસેળ કરી દે છે, અને તે ઉપરથી એવા નિર્ણયપર એકદમ કુદી પડે છે, કે નાની અને મોટી દેશની દરેક જાતની ઔદ્યોગિક વ્યવસ્થા એક રાષ્ટ્રિય કેન્દ્રમાંથી ચલાવવાનો અને નિયંત્રિત કરવાનો સમષ્ટિવાદીઓનો અંતિમ ઉદ્દેશ છે. આ ગેરસમજુતને લીધે સમષ્ટિવાદીઓનો જુલમ અને મુરબ્બીપણાનો બાઉ ઉત્પન્ન થયો છે.

આ વાદની મશ્કરી કરવાને વાસ્તે ઘણી જાતના પુસ્તકો લખાયાં છે, માં એવાં ચિત્ર ચીતરવામાં આવ્યાં છે, કે જાણે આ વાદનું સામ્રાજ્ય ાય, તો કોઈપણ વ્યકિતને કોઈપણ જાતનું સ્વાતંત્ર્ય રહેજ નહિ. ખાવા- વામાં, ઓઢવામાં, ધર્મમાં, લગ્નમાં, મરણમાં વિગેરે વિગેરે દરેક જાતના ંસારિક કાર્યમાં અમુક ઠેરવેલા નિયમો પ્રમાણેજ સમાજના દરેક અંગી- ાને ચાલવું પડે. જેથી જીવન એક જાતનું યંત્રજ થઈ પડે. આવી રીતના ચેત્રો દોરીને હાલની વ્યવસ્થામાં જે જુલમ ચાલે છે, તેના કરતાં વધારે ુલમવાળું સમષ્ટિવાદીઓનું તંત્ર થઇ પડશે, એ બતાવવાનો ટીકાકા- ોનો ઉદ્દેશ છે.

જાહેર માલીકીનો આવશ્યક અર્થ સરકારી માલીકી એવો થતો નથી. ેમજ સરકારી માલીકીથી એક કેન્દ્રમાંથી દરેક કાર્યની નિયંત્રણા થાય ેવું પણ હોતું નથી. સમષ્ટિવાદની ઔદ્યોગિક વ્યવસ્થામાં અલબત એવું ાનવાનો સંભવ છે, કે અમુક ઉદ્યોગો રાષ્ટ્રિય ધોરણ ઉપર સરકાર માર- ે ચલાવવા પડે. રેલ્વે, તારયંત્ર, વિગેરેની વ્યવસ્થા એવી છે કે તેમને ષ્ટ્રિય ધોરણ ઉપરજ ચલાવવાં પડે. વળી એ સિવાય હાલની મોટી સ્ટવાળી સંસ્થાઓ પણ એવાજ પ્રકારની છે. પરંતુ એ સિવાય બીજા ાનિક અગત્યના ઘણા ઉપયોગી ધંધાઓ છે, જેનો વ્યવહાર સ્થા- ેક સત્તાથી ચલાવી શકાય છે. શહેરને પાણી પૂરાં પાંડવાનાં તથા બત્તી રી પાડવાનાં સાધનો શહેરસુધરાઈ ખાતાનાં કામો છે. ને એવા બીજા ણા નાના ઉદ્યોગો અમૂક નિયમોથી સ્થાનિક સહકાર વડેજ નિભાવી ાય છે. સમષ્ટિવાદના રાજ્યમાં કેટલાક ધંધાઓ તો અમુક વ્યક્તિ- ાનાજ હાથમાં રહેશે. લલિતકળા, અને હાથની કારીગરીવાળા ધંધાઓ, ને ભાડૂતી મજૂરને કામમાં લીધા વગર ખેતી કરનારા ખેડુતના કામમાં રકાર કે સમષ્ટિવાદ શા માટે વચ્ચે પડે એ સમજી શકાય એવી વાત ી. સમષ્ટિવાદ જે વાતનો ખાસ વિરોધ કરે છે તે તો એક માણસ બીજા ાુસને ધંધામાં ચૂસી લેછે-લૂંટી લેછે તે છે. સામાજીક પ્રયત્નથી જે લ્ ઉત્પન્ન થાય તેની બુદ્ધિપૂર્વક અને પ્રજાતાંત્રિક ધોરણ ઉપર વ્યવ- ા કરવાનું અને વહેંચણી કરવાનું આ વાદ કહે છે.

હાલના અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના રાજ્યદ્વારી બંધારણ ઉપરથી ા વાદ કેવી વ્યવસ્થા કરવામાં માંગે છે, તે સહજ સમજી શકાય છે; સ્ટેટોના કાયદા સરકાર ઘડે છે પણ તેથી કાંઇ એવું થતું નથી, કે ળી રાજ્યદ્વારી સત્તા એક મુખ્ય અધિકારીના હાથમાં રહે છે. ત્યાં

જુદા જુદા સ્ટેટો પોતાના સ્થાનિક જરૂરીઆતના કાયદાઓ ઘડી લેછે, અને પોતાની જુદી પોલીસ વિગેરેની વ્યવસ્થા રાખી લેછે. અને જુદાં જુદાં સ્ટેટો પોતાના નિયત કરેલા અધિકારીઓ મારફત અમલ કરાવે છે. લોકોથી ભિન્ન અને સ્વતંત્ર એવી કોઈ સંસ્થાને એ દેશમાં રાજદ્વારી સત્તા આપવામાં આવતી નથી. તેમજ વારે ઘડીએ લોકોના કહેવાથીજ દરેક કામની વિગતવાર વ્યવસ્થા કરવામાં આવતી નથી. એ દેશનું રાજ્યતંત્ર નોકરશાહીનું નથી. તેમજ લોકનાં ટોળાંથી નિયંત્રિત થતું નથી. એ તંત્ર સુવ્યવસ્થિત પ્રજાસત્તાક છે. અને દરેક સત્તાનો ભોગવટો મૂળ પ્રજામાંથી ઉત્પન્ન થાય છે. વળી સરકારી વ્યવસ્થાને સ્વૈચ્છિક અર્ધ સરકારી સંસ્થાઓ મદદ કરે છે. આવી અર્ધ સરકારી સ્વૈચ્છિક સંસ્થાઓ પ્રજાના રાજ્યદ્વારી હકોમાં દરમ્યાનગીરી કરતી નથી. સમષ્ટિવાદીઓ આવાજ કંઇક ધોરણ ઉપર ઔદ્યોગિક કાર્યોની વ્યવસ્થા ફરીથી કરવા માગે છે.

અલબત, એમ કલ્પી શકાય ખરૂં કે માત્ર રાજદ્વારી હેતુઓને ખાતર બનાવવામાં આવેલું હાલનું રાજ્યતંત્ર મોટા આર્થિક કામો કરવામાં નાલાયક નિવડે. તેથી તેવે વખતે કાંતો એ રાજ્યતંત્રમાં જરૂરી ફેરફાર કરવામાં આવશે અથવા એ રાજ્યતંત્રને મદદ કરનારી બીજી ઔદ્યોગિક વ્યવસ્થા ઉભી કરવામાં આવશે.

" પણ ત્યારે તો દેશના બધા ઉદ્યોગો રાજ્યદ્વારી પુરુષના કાબુ તળે આવશે; અને એમાં પણ લાંચ રૂશવતનો પ્રચાર થશે " એવી ટીકા તરતજ કરવામાં આવે છે. પરંતુ સમષ્ટિવાદીઓ આવો કાંઈ ભય રાખતા નથી. હાલ જે અર્થમાં આપણે રાજ્યદ્વારી પુરુષ કહીએ છીએ, તેવો પુરુષ જાહેર જીવનમાં લાભ શોધે છે; પણ એવા રાજ્યદ્વારી પુરુષો હાલના રાજ્ય તંત્રમાંજ પાકી શકે છે. જો ધંધાઓને સમાજીક ધોરણ ઉપર ચલાવવામાં આવે તો ખાનગી મોટા નફા એની મેળેજ જતા રહે. એટલે હાલના રાજ્યદ્વારી પુરુષનો ભય પણ આપોઆપજ જતો રહે.

આ પ્રમાણે સમષ્ટિવાદીઓનો કાર્યક્રમ મૂળ હેતુમાં આર્થિક સુધારાનો છે. ધાર્મિક ઝઘડા કે બીજી સાંસારિક સંસ્થાઓ, કે નીતિના વાદો સાથે એને કાંઇ સ્નાન સુતક નથી. એ ગૃહસ્થાશ્રમ, કે ધર્મના ઉપર હુમલો કરતો નથી, અને હાલના ખરાં સંસ્કારી જીવનની વિરૂદ્ધ નથી. અલબત હાલની ઔદ્યોગિક વ્યવસ્થાને એ નવાં જ ધોરણ ઉપર રચવા માગે છે; અને તેથી કરીને તેટલા પૂરતા એના ઉપર જેટલા આક્ષેપો આવે તેનો જવાબ આપવા એ તૈયાર છે. આથી કરીને વળી સમષ્ટિવાદને હડહડતો

નાસ્તિકવાદ કહેવામાં આવે છે, પણ એવું કાંઇ નથી. સમષ્ટિવાદીઓ રાજ્યદ્વારી, સાંસારિક, અને નૈતિક સુધારાઓની બરોબર કદર કરી શકે છે. પણ એ લોકો એમ માને છે કે આર્થિક સુધારો થયા સિવાય બીજા સુધારા માટેનાં ફાંફાં વ્યર્થ છે. દ્રવ્ય ઉત્પન્ન કરવાનાં સાધનોની માલીકી મજીઆરી થઈ જાય તો પછી આપોઆપ પૈસાની વહેંચણી હાલના કરતાં વધારે ન્યાયી ધોરણ ઉપર થઇ શકે, અને આખી માણસજાતને મોટી આર્થિક સલામતી મળે, કારણ કે હાલની ગાંડી સ્પર્ધા વ્યક્તિના ખાનગી લાભને માટે કરવામાં આવે છે તે દૂર થાય, અને એ મૂળ કારણ દૂર થવાથી લાંચ, ગુન્હા, દુર્ગુણ, જુલમ, અને અજ્ઞાન પણ આપો આપ દૂર થાય. આ વાદ સાચા આર્થિક પાયા ઉપર રચાયલો હોવાથી એનો સામાજીક આદર્શ પણ તેટલો જ સાચો છે.

## પ્રકરણ ત્રીજું.

### સામાજીક પ્રગતિની વલણ.

સમષ્ટિવાદની માન્યતા પ્રમાણે આર્થિક વ્યવસ્થાઓ અને રાજકીય સંસ્થાઓ કદી નહિ ફેરફાર થાય એવી અચલ વ્યવસ્થાઓ નથી. ઘણાં સૈકાના ઉત્તરોત્તર વિકાસથી ક્રમપૂર્વક ઉપજાવવામાં આવેલી એ સંસ્થાઓ છે. એમાં ફેરફાર થયા જ કીધો છે. હાલની ઔદ્યોગિક વ્યવસ્થા મૂડી-વાળા ચાલાક માલીકોની બુદ્ધિનું પરિણામ છે. ઘણા સૈકા થયાં ચાલતા આવેલા આર્થિક પ્રકારમાં ધીમે ધીમે અને બેમાલૂમ રીતે ફેરફાર થયા કીધો છે. હાલની વ્યવસ્થાની અગાઉ જે વ્યવસ્થા હતી, તેનો આધાર ખેતીવાડી ઉપર, મજુરોની ગુલામી ઉપર અને મોટી જમીનદારોની જુલ્મી માલીકી ઉપર હતો. ધીરે ધીરે વેપાર અને હુન્નરઉદ્યોગ ખેતીવાડીની સાથે વધવા લાગ્યાં. અમેરિકાની શોધ તથા હિંદુસ્તાન તરફના દરીઆ-માર્ગની શોધ તથા હોકાયંત્રની શોધને લીધે નૌકાશાસ્ત્ર, વેપાર અને કારખાનાઓને યૂરોપમાં ઘણું ઉત્તેજન મળ્યું. વેપાર અને કારખાનાઓની વૃદ્ધિને લીધે મનુષ્યની હાથની મહેનત બચાવવાના યંત્રો શોધાવા લાગ્યાં અને અઢારમા સૈકાનો પાછલો ભાગ એવી શોધમાં રોકાયલો રહ્યો: ઇ. સ. ૧૭૦૪ થી ૧૭૯૨ સુધીમાં હારગ્રીવનો કાંતવાનો સંચો, આર્કરાઇટની મીલ, કાર્ટરાઇટની યાંત્રિકશાળ, વૅાટનું વરાળયંત્ર, વીટનીનો ચરખો વિગેરેની શોધો થઇ તથા છેલ્લા સૈકાના પહેલા ભાગમાં રેલ્વે પણ પ્રચા-

રમાં આવી ગઈ. આ શોધોથી વેપાર અને હુન્નર ઉદ્યોગને ઘણું ઉત્તેજન મળ્યું. ખેતીનાં કામ કરનારા લોકો કારખાનામાં જવા લલચાયા, અને મોટાં શહેરોમાં ગામડાની પ્રજા જઈ વસી. વેપારીઓ અને કારખાનાવાળાઓ મોટી દોલત ભેગી કરી શક્યા. અને એ દોલતની સાથે રાજકીય સત્તા પણ તેમના હાથમાં આવી. અઢારમા સૈકાની શરૂઆતમાં વેપાર અને હુન્નર ઉદ્યોગ ખેતીવાડીના મોટા હરીફ થઇ પડયા. વેપારીઓ અને કારખાનાવાળાઓ, એટલે હાલના મુડીવાળા વર્ગો જમીનદારી અમીર વર્ગ સાથે રાજ્યસત્તાને માટે હરીફાઇ કરવા લાગ્યા. અઢારમા સૈકાની આખરમાં એક મહાન સામાજીક યુદ્ધ લઢવામાં આવ્યું. તેમાં ખેતીવાડીની હાર થઈ, અને જગતના આર્થિક સાધનોનો કાબુ વેપાર અને હુન્નર ઉદ્યોગને હાથ ગયો. જમીનદારીને મુડીવાળા વર્ગે પદભ્રષ્ટ કરી, જમીનદારોને બદલે દુકાન કે કારખાનાનાં માલીકોને હાથ રાજસત્તા ગઈ, અને જન્મના કુલીનપણાને બદલે પૈસાનું કુલીનપણું ઉત્પન્ન થયું. જૂની આર્થિક વ્યવસ્થા જતી રહેવાની સાથે જૂની રાજકીય વ્યવસ્થા પણ જતી રહી અને નવી આર્થિક સંસ્થાને નવો રાજકીય વેષ પણ આપવામાં આવ્યો. જેમ નાનાં નાનાં કારખાનાઓને બદલે મોટી મીલો ઉભી થઇ અને રાષ્ટ્રીય બજારો ઉભાં થયાં, તેમ નાનાં નાનાં સંસ્થાનોને બદલે મોટા રાષ્ટ્રીય સમૂહો ઉત્પન્ન થયા. એક હથ્થુ રાજ્યસત્તાને બદલે બંધારણવાળી રાજ્યસત્તા અને પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં. દરબાર અને દરબારીઓની ખટપટને બદલે પાર્લામેન્ટ અને લોકોના પ્રતિનિધિઓ આવ્યા. વંશપરંપરાના ઉમરાવને બદલે જાતમહેનતથી ઉંચી પદવી મેળવનારા માણસો ઉત્પન્ન થયા. રાજાની મરજીને બદલે પ્રજાની મરજીથી કામ ચાલવા લાગ્યું.

આ પ્રમાણે જૂની જમીનદારી વ્યવસ્થાની અંદર ફેરફાર થઇને આર્થિક, રાજકીય અને વ્યક્તિગત મૂડીવાળી હાલની નવી સામાજીક વ્યવસ્થા ઉત્પન્ન થઇ છે. એજ મુજબ હાલની વ્યવસ્થાની અંદર ફેરફાર થઇને બીજો નવો સામાજીક ફેરફાર પણ અવશ્ય થઈ રહ્યો છે. હરકોઈ આર્થિક કે સામાજીક વ્યવસ્થા અમૂક વખતને માટે જ યોગ્ય હોય છે. ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં માલૂમ પડે છે કે તેનો સમય વીતી ગયે કાળનો પડદો તેના ઉપર પડે છે, ને માનવસુધારાના કાયમના ચાલી રહેલા નાટકમાં બીજા અંકનો પ્રવેશ થાય છે. જૂની જમીનદારી વ્યવસ્થામાં હાલની મૂડીવાળી વ્યવસ્થાનાં બીજ હતાં, તેમ હાલની મૂડીવાળી વ્યવસ્થામાં નવી અને ઉંચા પ્રકારની સામાજીક વ્યવસ્થાનાં બીજ મોજુદ છે.

ઘણા વખત થયાં હાલની સમાજના ગર્ભમાં સમષ્ટિવાદનાં બીજો નંખાઈ ગયેલાં હતાં; આજે તેના અંકૂર ફૂટીને મોટું વૃક્ષ ઉગી રહેલું છે.

જે લોકો સમષ્ટિવાદને અસંભવિત અથવા બીનવ્યવહારિક દેખાડવાની આપણને ખાત્રી આપે છે, તે લોકો આજુબાજુની વસ્તુસ્થિતિ બીલકુલ ધ્યાનમાં જ લેતા નથી. આપણે તો સમષ્ટિવાદમાં ક્યારના રચીપચી રહેલા છીએ. જેમ આપણે ફ્રાન્સના મહાન વિપ્લવની અગાઉ એક બે સૈકા ઉપર હાલના મુડીવાળા ક્રમની શરૂઆત મુકીએ છીએ તેમ ભવિષ્યનો ઇતિહાસકાર સમષ્ટિવાદનો જ્યારે ઇતિહાસ લખશે, ત્યારે આ વાદની શરૂઆત ગયા સૈકાની આખરમાં અથવા આ સૈકાની શરૂઆતમાં જરૂર મૂકશે. સમષ્ટિવાદના અંકૂરો માત્ર યુરોપમાં જ દેખાયાં છે એવું નથી, પણ જે દેશો મૂડીવાળી વ્યવસ્થાના સંપૂર્ણ કાબુ તળે છે ત્યાં પણ એનાં ચિહનો સ્પષ્ટ દેખાય છે.

હાલની મૂડીવાળી વ્યવસ્થાનો મૂળ સિદ્ધાંત એવો છે કે હરકોઇ વ્યક્તિ માલ ઉત્પન્ન કરવામાં તેમજ નિરંકુશ સ્પર્ધાથી તે માલની વ્યવસ્થા કરવામાં બીલકુવ સ્વતંત્ર હોવી જોઇએ. આ સિદ્ધાંત મૂડીવાળા વર્ગ જોરમાં આવ્યા ત્યારે તે લોકોના સ્વાર્થના પડધા રૂપે ઉત્પન્ન થયેલો છે. વળી આ સિદ્ધાંતની અસર એટલી બધી થઇ ગઇ છે કે આ જમાનામાં દરેક સરાસરી માણસ એને કેવળ સત્ય માને છે. જૂના વિચારના પ્રોફેસરો અને અર્થશાસ્ત્રના લેખકો હજી સુધી વ્યક્તિવાદના ગુણની ઉત્તમતા ઉપર ગંભીર થઇને વિવેચન કર્યા કરે છે. એ લોકો હાલના જગતમાં થઇ રહેલા આર્થિક ફેરફારોની નોંધ લેવાની સાફ ના પાડે છે. પરંતુ પાછલા જમાનાની સ્થિતિ અને વિચારસમુહમાં મચ્યાં રહેવાનો વિદ્વાન મનુષ્યોનો કદાચ હક હશે! હાલનાં કારખાનાંઓ, ખાણો, રેલ્વેઓ અને એવાં બીજાં ઔદ્યોગિક સાહસો વ્યવસ્થા અને કાર્યક્રમના સંબંધમાં સહકારી સંસ્થાઓ છે, યંત્રકામ પૂર્ણ કળાએ પહોંચવાથી મજુરીની વહેંચણ એટલી બધી થઇ ગઈ છે, કે એક વ્યકિતગત મજુરની ચાલાકીને બીલકુલ અવકાશ રહ્યો નથી. આ જમાનાનાં કારખાનાંઓમાં કોઈ એક એકલો મજુર વાપરી શકાય એવો માલ ઉત્પન્ન કરતો નથી. અથવા ખપમાં આવે એવી તેની એકલાની મજુરી હોતી નથી. એતો અધુરાં કામો કરે છે અને એનાં કામો જો અધુરાં જ રાખવામાં આવે તો બીલકુલ અર્થ વગરના ને ઉપયોગ વગરના થઇ પડે છે, પણ તેની સાથે કામ કરનારાઓનો બીજો મોટો મજુર સમૂહ એનાં અપૂર્ણ કામને પૂર્ણ

રી આપે છે. માલની ઉત્પત્તિ સામાજીક થઈ ગઇ છે. આપણા ઉદ્યોગો મજુરોના એકત્રિત પ્રયત્નોથી ટકી રહ્યા છે. એ લોકોના વ્યક્તિગત પ્રયત્નો ઝાઝા કામ આવે એમ નથી. હાલમાં જે આર્થિક વિકાસ થઈ રહ્યો છે, તેનું વલણ પણ સ્પર્ધાને બદલે સહકાર તરફ છે. હાલના ઉદ્યોગોમાં જે મોટાં ટ્રસ્ટ અને સીન્ડીકેટ ઉભાં કરવામાં આવે છે, તેનો અર્થ એટલો જ છે કે મોટા પાયા ઉપર ચાલતા ઉદ્યોગોમાં હવે એકલી સ્પર્ધાથી ચાલે એમ નથી. કદાચ આપણા ઉપયોગમાં આવતી ચીજોમાંનો પચાસ ટકા માલ ઉપલાં ટ્રસ્ટોને આભારી છે. હવે તો કેટલા થોડા વખતમાં બધે ટ્રસ્ટ થઇ જશે એજ સવાલ રહ્યો છે.

અલબત આ ઉપરથી એવો અર્થ નીકળતો નથી કે કારખાનાંઓ અને ટ્રસ્ટો સમષ્ટિવાદના સામ્રાજ્યના હપ્તા છે. હાલની ખાનગી મૂડીવાળી માલીકીની વ્યવસ્થામાં તો એ હપ્તાઓ નથી, પણ કંટક સમાન છે. પણ સમષ્ટિવાદીઓ એવું દેખાડી આપવા માંગે છે, કે હાલનાં કારખાનાંઓ અને ટ્રસ્ટોમાંથી જ નવી સામાજીક વ્યવસ્થા ઉત્પન્ન કરવાનાં બીજ રહેલાં છે.

વળી આર્થિક અને ઔદ્યોગિક ક્ષેત્રના કરતાં હાલનાં કાયદા ઘડનારા મંડળોમાં તો સમષ્ટિવાદ તરફનો ઝોંક વધારે સ્પષ્ટ છે.

હાલની ઔદ્યોગિક વ્યવસ્થા, જમીનદારી વ્યવસ્થા પ્રત્યેના વિરોધથી ઉત્પન્ન થઇ છે. શહેરીઓના કામકાજમાં દરમ્યાનગીરી નહીં કરવાના ધોરણ ઉપર એ રચાયલી છે. એ વ્યવસ્થા એવો સિદ્ધાંત જાહેર કરે છે કે જે રાજ્ય સૌથી ઓછી સત્તાનો દોર ચલાવે છે, તે રાજ્ય સૌથી સારી રીતે રાજ્ય કરે છે. અથવા તો તેજ રાજ્ય ઉત્તમ કે જે દરેક વય અને જાતીના મનુષ્યોને પોતાના જીવનકલહના યુદ્ધો નિરંકુશ પણે લડવા દઇને કારોબારી અંધેર ઉત્પન્ન કરે. પાછલા જમાનામાં આવી રીતની વ્યવસ્થાને વાસ્તે કદાચ યોગ્યતાનો કંઇક આધાર મળવા જેવું હોય. પરંતુ હવે તો સામાજીક વિરોધો સ્પષ્ટ થઇ ગયા છે. અને વ્યક્તિના દાવપેચ ઓછા થઇ ગયા છે. અને હાલનો નહી ધારેલો આર્થિક વિકાસ એવો થઇ ગયો છે કે જેથી દરેક સુધરેલા દેશમાં બે મોટા આર્થિક વર્ગ ઉભા થઇ ગયા છે, જેમાંનો એક મજુર વર્ગ, જેમની પાસે કોઇ જાતની મીલકત નથી. અને જેમને પોતાની આજીવિકા માટે રાષ્ટ્રિય ઉદ્યોગોના માલીકો અને બળવાન્ મુડીવાળાઓની દયા ઉપર જીવવું પડે છે. જ્યારે અબળ અને સબળ વચ્ચે જીવનકલહ એટલો બધો તીવ્ર થઇ ગયો છે, ત્યારે

જ્ય અથવા કાયદાએ શહેરીઓના જીવનમાં દરમ્યાનગીરી નહી કરવાના
દ્ધાંતને કોઈ જાતનો નૈતિક આધાર રહ્યો નથી. એથી તો હવે ધીરે
રે પણ મક્કમ રીતે સત્તાવાન, અવિચારી, અને લોભી મુડીવાળાઓના
જામાંથી ગરીબ અને નિરાધાર પ્રજાનું રક્ષણ કરવા સારૂ રાજ્યે કામ
થમાં લીધું છે. કારણ કે ધીરે ધીરે રાજ્યને એવી પ્રતીતિ થઇ છે કે ખોરાક, કપડાં
ને રહેઠાણ તથા જીવનની બીજી જરૂરીઆતો પૂરી પાડવાનું કામ એક વ્યક્તિનું
થી પણ સામાજીક કર્તવ્ય છે. રાજ્યે અને કાયદા ઘડનારા મંડળોએ
ાનગી ઉદ્યોગની સત્તા ઉપર હુમલો કર્યો છે. અને તેના ઉપર અંકુશ
ખવાનો પોતાનો હક જાહેર કર્યો છે. સને ૧૮૦૨માં જ્યારે સર રોબર્ટ
લે કારખાનામાં કામ કરનારાં છોકરાં માટેનું બીલ પાર્લામેન્ટમાં દાખલ
ર્યું ત્યારે એ બીલને મોટા વિપ્લવ કરનારૂં કહેવામાં આવેલું અને એ
ને પસાર થશે તો મોટું અંધેર થઇ જશે, એવા ભયો બતાવવામાં આવેલા.
ગ્લાંડની કાપડ વણવાની મીલોમાં કુમળી વયના નિરાધાર અને દરિદ્રી
ાળકો ઉપર ચાલતા અત્યાચારને લીધે એ બીલની જરૂર ઉભી થઈ
તી. બીચારાં કમનસીબ બાળકોની પાસે આરામ લીધા વગર કામ લેવામાં
ાવતું હતું, અને જ્યારે તેઓ થાકીને લથડી પડતાં હતા, ત્યારે મીલની
ાસે આવેલાં ગીચ અને ગંદા મકાનોમાં તેમને લઈ જવામાં આવતાં
તાં; અને એક રાતનો વિસામો મળે કે બીજે દીવસે સવારે કામપર
ઢાવવામાં આવતાં હતાં. દરેક જાતની શારીરિક, માનસિક અને નૈતિક
ધોગતિવાળી પરિસ્થિતમાં આ બિચારાં બાળકોને ઉછેરવામાં આવતાં
તાં, જેને પરિણામે આખી મજુર પ્રજાનું સત્યાનાશ વળી જવાનો સંભવ
ભો થયો હતો. આ નિર્દય રીત ઉપર કંઇક અંકુશ મુકવાનો આ બીલનો
ાશય હતો. પરંતુ ઇગ્લાંડના ઉદાર વિચારના રાજ્યકારીઓ આ બીલ
ામ કરનારાંઓના હક ઉપર તરાપ મારે છે એમ કહીને સામા થયા હતા.
અને આખરે જુના વખતના એક કાયદા ઉપર આ બીલ સહેજ સુધારો
રે છે એવું સમજાવવામાં આવ્યું ત્યારે આ બીલ પસાર થઈ શક્યું હતું.
રંતુ આ બીલ પસાર થવાની સાથેજ રાજનીતિ અને કાયદાના ધોરણમાં
્યક્તિવાદના સિદ્ધાંતનું મોત નીપજવાનું મંડાણ શરૂ થઇ ચુક્યું. કારણ કે
એ બીલથી મજુર વર્ગનું રક્ષણ કરવાનો પોતાનો હક રાજ્યે સ્થાપિત કર્યો.
ઈ. સ. ૧૮૦૨ પછી ઇગ્લાંડમાં ૧૮૧૯ માં, ૧૮૨૫ માં તથા ૧૮૩૩ માં
જીતાં જીતાં આ બીલમાં સુધારા કરવામાં આવ્યા, પણ છેલ્લા સૈકાના પાછલા
ાગમાં તો એમાં મોટા અને હિંમત ભરેલા ફેરફાર કરવામાં આવ્યા છે.

ઉમેદવારી કરવાને રહેલાં છોકરાંઓના સંબંધમાં થોડા અંકુશથી શરૂઆત કરીને છુટાં કામ કરનારાં છોકરાઓ તરફ કાયદાએ પોતાનો હાથ લંબાવ્યો, ત્યાર પછી સ્ત્રી મજુરો તરફ અને છેવટે તમામ મજુર વર્ગ તરફ કાયદાએ પોતાની રક્ષણ કરનારી સતા દેખાડી છે. ઇંગ્લાંડમાંથી આ કારખાનાંના કાયદાનો સિદ્ધાંત અમેરિકા, જર્મની, ફ્રાન્સ, સ્વીટઝર્લાંડ, અને ત્યાર પછી એકે એક હુન્નર ઉદ્યોગવાળા દેશમાં એનો પ્રચાર થયો છે.

ચાલીસ વર્ષ ઉપર જર્મનીના ચાન્સેલર પ્રીન્સ બીસ્માર્કે હાલના ઔદ્યોગિક વિગ્રહથી અશક્ત થયેલા, માંદા પડેલા, વૃદ્ધ થયેલા, મજુરોની સંભાળ રાખવાની રાજ્યની ફરજ છે, એમ જાહેર કર્યું. એથી જર્મનીમાં, માંદગી, અશક્તિ, તથા અકસ્માત, વિગેરેના સંબંધમાં મજુરોને માટે રાજ્ય તરફથી વીમો ઉતારવાની રીત દાખલ કરવામાં આવી, અને ત્યાર પછી યૂરોપના તમામ દેશોમાં અને આસ્ટ્રેલીઆમાં એનું તરત જ અનુકરણ થયું છે.

છેલ્લાં ત્રીશ વર્ષમાં તો દરેક સુધરેલા દેશના કાયદાના મંડળોએ કસાઇખાનાં, ભઠીઆરાખાનાં, રેલ્વે, શ્રોફ પેઢી, વીમાકુંપની, અને એવી જાતના બીજા ધંધાઓ ઉપર દેખરેખ રાખવાનું અને તેમને કાબુમાં રાખવાનું શરૂ કરી દીધું છે. આવા ધંધાઓ અમુક નીયમો પ્રમાણે પોતાની વ્યવસ્થા ચલાવી શકે તે માટે કાયદા ઘડવામાં આવ્યા છે. તથા વખતો વખત એ ધંધાના કારોબારમાં પણ દરમ્યાનગીરી કરવામાં આવે છે. વળી કાયદાએ પોતાનો હાથ હજી પણ આગળ લંબાવ્યો છે. અને ખાનગી દોલતને આવક વેરા, વારસવેરા, વગેરે વેરાવડે અંકુશમાં રાખે છે.

સમષ્ટિવાદ ધીરે ધીરે દાખલ કરવા માટે ઉપલા કાયદાઓ ઘડવામાં આવ્યા છે, એમ માની લેવાનું કંઇ કારણ નથી. ઉલટું એવા કાયદા બનાવવાનું કારણ તો એમ બનેલું છે કે સત્તાધીશ વર્ગોએ હાલની મુડીવાળી વ્યવસ્થા, અસંતોષી મજુર વર્ગને પસંદ પડે એવા હેતુથી ઘણી ખરી વખત તો કમરજીથી આવા કાયદા ઘડયા છે. જેમ ટ્રસ્ટ અને સીન્ડીકેટ, સમષ્ટિવાદની આર્થિક વ્યવસ્થાના હપ્તા નથી, તેમ આ કાયદાઓ પણ સમષ્ટિવાદી સામ્રાજ્યના હપ્તા તરીકે ગણી શકાય એમ નથી. પણ હાલની પરિસ્થિતિનું વલણ કઇ તરફ છે, તે આ બાબતો બરાબર દેખાડી આપે છે. ઉદ્યોગોમાં સરકારના અંકુશવાળો સિદ્ધાંત જૂના બીન દરમ્યાનગીવાળા મૂડીવાળા સિદ્ધાંતનો નાશ સૂચવે છે, અને એમ દેખાડી આપે છે કે

હાલના ઉંચા વર્ગોની સરકારી સત્તાને બદલે સામાજીક સેવા એજ સરકારનું ખરૂં સ્વરૂપ છે. હુન્નર ઉદ્યોગની માફક સરકાર પણ સામાજીક બનતી જાય છે. એટલે આ બંનેની વલણ સમષ્ટિવાદ તરફ છે.

## પ્રકરણ ચોથું.

### સમષ્ટિવાદની રીત.

આગલા પ્રકરણમાં વર્ણવ્યા મુજબની આ વાદની મીમાંસા કેટલાક ટીકાકારોને કીસ્મતની ફીલસુફી જેવી લાગી છે. આ ભુલ ભરેલો વિચાર થવાનું કારણ એજ છે કે એ લોકો એમ માને છે કે સામાજીક વિકાસના આંતરિક બળને લીધે થતી અજાણી અસરથી પોતાની મેળે સમષ્ટિવાદીઓ પોતે ધારે છે તેવી સ્થિતિએ પહોંચી જશે. ખરી રીતે જોતાં સમષ્ટિવાદીઓ આવો કોઇ જાતનો વિચાર રાખતા જ નથી. એ લોકો તો એમ માને છે કે કોઇ પણ વ્યવસ્થા, જ્યાં સુધી ફેરફારને માટે પરિપકવ થઇ નહી હોય ત્યાં સુધી તેમાં ફેરફાર થઇ શકતો નથી. અને વળી સાથે એમ પણ માને છે કે દરેક દેશની સામાજીક અને રાજકીય સ્થિતિ એટલી બધી અગત્યની છે, કે તેની મદદ સીવાય સમષ્ટિવાદને ફતેહ મળવી મુસ્કેલ છે. વળી એ લોકો એમ પણ માને છે, કે ઇરાદાપૂર્વક સુવ્યસ્થિત પ્રયત્નો કર્યા સિવાય તથા ઉદ્યોગોની અને સરકારની વ્યવસ્થા બદલાયા સીવાય માત્ર કોઇ દેશની સમષ્ટિવાદ માટેની તૈયારીથી મોટો ફેરફાર થઇ શકવો અશક્ય છે. જેવાં ફળ જોઇતાં હોય તેવાં બીજ વાવવાં જોઇએ. અને તે મુજબ જમીન પણ ખેડીને તૈયાર કરવી જોઇએ. તેમ જ ઋતુ પણ અનુકુળ જોઇએ અને ઉગતા છોડની માવજત પણ કરવી જોઇએ; આ વાત સર્વેને સાધારણ રીતે માહિત છે, ઐતિહાસિક દૃષ્ટાંત લઇએ તોપણ સ્પષ્ટ દેખાશે કે હાલનો સત્તા ભોગવતો મૂડીવાળો વર્ગ એકદમ રાજકીય સત્તા ભોગવતો થઇ ગયો નથી. પરંતુ એ વર્ગે જ્યારે આર્થિક સરસાઈ મેળવી અને ત્યાર પછી એ વર્ગના લેખકો અને વકતાઓએ તથા નેતાઓએ વ્યવસ્થા પૂર્વક સિદ્ધાંતોનો પ્રચાર કર્યો, ત્યાર પછીજ હાલની સ્થિતિએ એ પહોંચી શક્યો છે.

બીજા સંજોગો અનુકુળ હોય તો સમષ્ટિવાદ દાખલ કરવાને માટે નીચેની બે વસ્તુની મુખ્ય જરૂર છે.

૧. દેશની આર્થિક સ્થિતિ આ ફેરફારને માટે પરિપક્વ થએલી હોવી જોઇએ.

૨. દેશના લોકો આ ફેરફારને માટે તૈયાર થએલા હોવા જોઇએ.

પહેલી સ્થિતિ તો ગમે તેમ આવી શકે છે. પરંતુ બીજી સ્થિતિ લાવવી એ સમષ્ટિવાદીઓનું કામ છે. અને એના ઉપર આ હીલચાલની રીતભાત અને કાર્યક્રમનો આધાર છે.

વિપ્લવ કરીને કે ધીમે ધીમે કાયદામાં સુધારા કરીને તથા કારોબારમાં ફેરફાર કરીને સમષ્ટિવાદ દાખલ કરવામાં આવે, પણ એને જાળવવાનું કામ તો દેશ જેના કાબુમાં હોય તે લોકોનુંજ છે. બીજા શબ્દમાં કહીએ તો બીજા કોઈ પણ રાષ્ટ્રિય રાજદ્વારી ફેરફારની માફક આ વાદનું પણ બને છે. જ્યારે એના અનુયાયીઓ, સહાયકો, અને સહાનુભૂતિ ધરાવનારાઓની સંખ્યા પૂરતા જથામાં થઈ જાય ત્યારે સામા પક્ષ પાસેથી સરકારનું યંત્ર ખુંચવી લઇ શકાય છે, અને તેનો ઉપયોગ પોતાના કાર્ય માટે કરી શકાય છે.

જે દેશમાં આ વાદે પૂરેપુરો અથવા તો અધૂરો રાજદ્વારી અંકુશ મેળવ્યો છે, તે દેશોમાં જનસમૂહના ચાલુ અને દીલોજાની ભર્યા ટેકાથીજ એની સત્તા નિભાવી શકાય છે; જેથી એની સામેની બળવાખોર હીલચાલો સામે પગલાં લઈ શકાય અને એના ઉદ્દેશ પ્રમાણે બીજાં કાર્ય કરી શકાય. જે દેશોમાં સમષ્ટિવાદીઓ હજુ ઘણી લઘુમતિમાં છે, તે દેશોમાં હાલ–તરત તો જનસમૂહનો પૂરતો ટેકો મેળવવાનું અને તે માર્ગે રાજદ્વારી અંકુશ મેળવવાનું કાર્ય કરવું પડે છે.

ઉપલા બંને સંજોગોમાં આ હીલચાલનું મોટું કર્ત્તવ્ય એના અનુયાયીઓની સંખ્યા વધારવાનું, અથવા તો લોકોને આ મતના બનાવવાનું છે. મૂળ મુદ્દે આ હીલચાલ કેળવણી અને પ્રચારની છે. ખ્રીસ્તી ધર્મના પ્રચારકો લોકોના આત્માની અધોગતિ થતી અટકાવવાને સારૂ નૈતિક ઉત્સાહથી પ્રેરાએલા કહેવાય છે. તેવી રીતે આ હીલચાલના પ્રચારનું મુખ્ય કારણ માત્ર સત્યનો ફેલાવો કરવો એટલું નથી પણ લોકોને આ મતના બનાવી તેમની પાસે કામ લેવું, એ એમના પ્રચારનો હેતુ છે. આ વાદના બધાં વ્યવસ્થિત થયેલા કાર્યક્રમમાં જનસમાજને કેળવવાના અને પ્રચાર કરવાના કામમાં મોટે ભાગે સમષ્ટિવાદીઓને કામ કરવાનું હોય છે. તેની ઝીણી તપાસ કર્યા શીવાય એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

દરેક રાજદ્વારી ચુંટણીના પ્રસંગે સમષ્ટિવાદિઓ સ્થાનિક અને

રાષ્ટ્રીય સમિતિઓની મારફત લાખો ચોપાનીઆં અને જાહેરનામા છપાવે છે અને લોકોમાં વહેંચે છે.

પરંતુ આ વાદનો પ્રચાર ચુંટણીના વિગ્રહ વખતેજ કરવામાં આવે છે એમ નથી. નાના પાયા ઉપર પણ દરરોજ આ વાદનું સાહિત્ય વ્યવસ્થાપૂર્વક અને મક્કમ રીતે પ્રગટ કરવામાં આવે છે. અમેરિકામાં આ પક્ષ, સંખ્યાબંધ દૈનિક અને સાપ્તાહિક વર્તમાન પત્રો તથા માસિક ચોપાનીઆઓ વડે પોતાના મતનો પ્રચાર કરે છે. આ પક્ષના છાપખાનામાં અમેરિકાની હરેક બોલાતી ભાષાના સાહિત્યમાં બહાર પાડવામાં આવે છે, અને બીજાં સાધારણ છાપખાનાંની માફક આ છાપખાનાઓ ધંધા માટે ચલાવવામાં આવતાં નથી, પણ સિદ્ધાંતના પ્રચાર માટેજ ચલાવવામાં આવે છે.

આમ છાપખાનાની સાથે મોઢેથી પણ પ્રચાર કરવામાં આવે છે. આ પક્ષના હજારો લવાજમ આપનારા સભાસદો છે અને લગભગ દરેક સભાસદ ઉત્સાહી પ્રચારક છે. જો જાહેરમાં વકતા તરીકે કોઇ સભાસદ કામ નહિ કરી શકતો હોય તો તે પોતાને ઘેર, દુકાનમાં અને બીજી મંડળીમાં આ સિદ્ધાંતનો પ્રચાર કર્યા કરે છે. દેશના દરેક ભાગમાં હજારો સભા મેળવવામાં આવે છે, અને તેમાં જે ભાષણો કરવામાં આવે છે, અને વિવાદો ચલાવવામાં આવે છે, તે સર્વનો મુખ્ય હેતુ એકજ હોય છે, કે આ વાદનો પ્રચાર કરવો.

આટલું બધું કરવા છતાં કબુલ કરવું જોઇએ કે અમેરિકામાં તો આ હીલચાલ હજુ શરૂઆતની અવસ્થામાંજ છે. યુરોપના બીજા દેશોની સરખામણીમાં એનો પ્રચાર નહીં જેવો છે. હાલની દુનીયાના સમાજમાં આખા સંસારમાં આ વાદનો પ્રચાર કરવો એ મોટી વાત થઇ પડી છે.

સમષ્ટિવાદીઓ ગમે તે જાતના શ્રોતા મંડળને ઉપદેશ કરતા નથી. એ લોકો સમજે છે, કે દરેક વર્ગને આ વાદના સિદ્ધાંતો એક સરખી રીતે લાગુ પડતા નથી. વર્ગની સત્તા અને આર્થિક હકનો નાશ કરવા તરફ આ વાદની વલણ છે. એ લોકો અલબત્ત એમ કહે છે, કે આ વાદ આખર જતાં સમસ્ત મનુષ્ય જાતિને લાભકારી થશે, પણ સાથે સાથે એ વાત પણ ખુલ્લે ખુલ્લી કબુલ કરે છે, કે એની તાત્કાલિક અસર હાલની વ્યવસ્થાનો લાભ લેનારા ઉપર ખરાબ થશે, અને એના ભોગ થઇ પડેલા ઉપર સારી થશે. બીજા શબ્દોમાં કહીએ તો મુડીવાળા વર્ગને હાલમાં ખોટ જશે અને મજુરી કરનાર વર્ગને તેટલો ફાયદો થશે, તેથી કરીને આ લોકો

પોતાના સિદ્ધાંતનો પ્રચાર મજુરોને ઉદ્દેશીનેજ કરે છે. અલબત એથી કાંઇ બીજા વર્ગમાંથી જે સ્ત્રી પુરૂષો મદદ આપે, તેનો તિરસ્કાર કરતા નથી. અને આ વાદના પ્રચારને માટે ઘણા કામ કરનારાઓ પૈકી મજુરથી ઇતર વર્ગમાંના લોકો પણ આવ્યા છે. પણ જો કે આ લોકોની સંખ્યા સારી છે, છતાં એઓ નિયમને અપવાદ રૂપજ છે. કોઇ એક વ્યક્તિ શુદ્ધ નૈતિક દ્રષ્ટિથી પ્રેરાઇને પોતાના સ્વાર્થ વિરૂદ્ધ કામ કરે, પણ સામાન્ય રીતે તો આર્થિક વર્ગો હમેશાં તાત્કાલિક લાભથી જ દોરાય છે. મૂડીવાળા વર્ગના હાથમાં સત્તા આવવાનો ફેરફાર થયો, ત્યારે પણ એ ફેરફાર એ વર્ગે જ વ્યવસ્થા કરીને મેળવ્યો હતો, અગર જો કે તે વખતના સામા વર્ગના કેટલાક ઇસમો સ્વતંત્રતા અને પ્રજાતંત્રના નવા ભાવથી આકર્ષાઇને પોતાના વર્ગના દુશ્મનો જોડે મળી ગયા હતા. છેલ્લા મહાન યુદ્ધથી જે ફેરફારો થયા છે, તેથી સમષ્ટિવાદીઓને માલૂમ પડયું છે, કે એકાએક અને જોરથી થતા સામાજીક અને રાજકીય ફેરફારોથી આ હીલચાલને મજબુત ટેકો મળી આવે છે; પરંતુ સમષ્ટિવાદીઓ એવા ફેરફારની ઇચ્છા કરતા નથી. અલબત સત્તાવાળા વર્ગની ગેરવ્યવસ્થાથી આવી પડેલી હરકોઇ આપત્તિ કે સામાજીક અવ્યવસ્થાનો એ લોકો લાભ લે છે. પરંતુ સમષ્ટિવાદનું તંત્ર સ્થાપિક કરવાને વાસ્તે તથા ભવિષ્યની પ્રજાનું સુખ સાધવાને અર્થે હાલની પ્રજાને ભોગે કોઇ પણ જાતની હિંસા કર્યા સીવાય જ કામ કરવાનું વધારે પસંદ કરે છે.

પૂરી વ્યવસ્થાવાળો કેળવાયલો ને પૂરી લાયકાતવાળો હોંશીઆર વર્ગ ઉભો કરીને રાજની લગામ હાથમાં લેવાને વાસ્તે તથા ઉદ્યોગોની વ્યવસ્થા કરવાને વાસ્તે ઇરાદાપૂર્વક રચેલાં બંધારણથી સમષ્ટિવાદીઓ એક નવો વર્ગ ઉભો કરવાનું કામ કરી રહ્યાં છે. જેથી આ વાદની ફીલસુફીમાં કામ કરનારાઓને કેળવવા ઉપરાંત, આ હીલચાલ રાજકીય અને આર્થિક વ્યવસ્થા બનાવવાનું બીજું મોટું કર્તવ્ય કરે છે. દરેક દેશમાં આ હીલચાલને અંગે મજુર પક્ષ એક રાજકીય પક્ષ તરીકે પહેલ વહેલો બહાર પડે છે. બીજા રાજદ્વારી પક્ષની માફક આ પક્ષ ચુંટણીઓમાં પોતાના ઉમેદવારોને આગળ કરે છે, અને હરિફાઇમાં જીત મેળવીને કાયદા વડે સુધારા કરવા પ્રયત્ન કરે છે, પરંતુ બીજા પક્ષોની માફક તાત્કાલિક રાજકીય ફતેહને આ પક્ષ બહુ મહત્વ આપતો નથી. આ વાદની રાજનીતિના ઉંડા ઉદ્દેશો નીચે મુજબ છે.

૧. આ વાદની પ્રચારને માટે પ્રયત્ન કરવો અને એ પ્રચારને વાસ્તે

રાજદ્વારી ચુંટણીઓ વખતે ઘણી સારી તક મળે છે, તેનો લાભ લેવો.

૨. કામ કરનારાઓને ચાલુ રાજકીય પ્રશ્નોથી માહિતગાર કરીને તેમને વ્યવહારીક રાજનીતિમાં કુશળ બનાવવા.

૩. ધારામંડળોમાં જગ્યા મેળવીને ખરા સુધારા કરવાને માટે કારોબારી મંડળમાં દાખલ થવું. અને રાજવહીવટ ચલાવવાની કળામાં કામ કરનારાઓને કેળવવા તથા પ્રચારને માટે તેમને વધારે તક આપવી.

૪. જૂના રાજદ્વારી પક્ષોની અસરમાંથી મજુર વર્ગને વિનવી લઇને આ વાદમાં ખેંચવો અને તેમનું રાજદ્વારી સ્વાતંત્ર્ય અને વર્ગની જાગૃતિ કેળવવી. અને મજુરોને વાસ્તે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનાં છેલ્લાં પગથીઆંએ પહોંચવાની પૂરેપૂરી તજવીજ કરવી.

ઉપર મુજબની હકીકત હોવાથી આ વાદની કેટલીક દેખીતી વિરોધી રીતભાતનો ખુલાસો થઇ શકે છે. પોતાના દરેક ઉમેદવારોને ચુંટાવાનો કોઇ જાતનો સંભવ હોય કે ન હોય તો પણ આ પક્ષ જેટલી જગ્યા ખાલી હોય તેટલી સંખ્યામાં પોતાના ઉમેદવારોને બહાર પાડે છે. અને કોઇ પણ જાતના સ્વાર્થ સાધવાને વાસ્તે જૂના રાજદ્વારી પક્ષ સાથે મળીને કામ કરતો નથી. કારણ આ વાદના અંતિમ હેતુને વાસ્તે કોઇ રાજદ્વારી પદવી કે તાત્કાલિક રાજદ્વારી ફતેહના કરતાં આ હીલચાલની શુદ્ધિ અને પ્રમાણિકપણા ઉપર એ લોકો વધારે ભાર મૂકે છે.

આ વાદના મંતવ્ય પ્રમાણે રાજનીતિનો છેવટનો હેતુ સાધવાનું માત્ર એક સાધન છે. અલબત્ત તાત્કાલિક અને સ્થાનિક રાજદ્વારી સત્તા, આર્થિક સુધારા થઇ શકે તેટલા અર્થે ઉપયોગી છે. અને મજીઆરા તથા સહકારી ઉદ્યાગની વ્યવસ્થા દાખલ કરવાના જરૂરી પહેલાં પગથીઆં તરીકે છેવટની રાષ્ટ્રીય અને રાજદ્વારી મજુર વર્ગની ફતેહને એ લોકો મોટા ફતેહની ગણે છે. જો મજુર વર્ગમાંથી ઉદ્યોગોનો વહીવટ ચલાવવાને માટે કામ કરનારા તૈયાર થયેલા ન હોય તો રાજદ્વારી ફતેહ નકામી થઇ પડે. તેથી આર્થિક તેમજ સ્વરાજ્યની કળામાં મજુર વર્ગને કેળવવાનું કામ સમષ્ટિવાદી કરી રહ્યા છે. અને એજ કારણથી બીજાં આર્થિક મંડળો, મજુરસંઘો અને સહકારી મંડળોની જોડે આ હીલચાલ દરેક ઠેકાણે એકતાલ કરવાનું કાર્ય કર્યા કરે છે.

ઉદ્યોગના ઉત્પાદક બળની વ્યવસ્થામાં મજુરસંઘો ઘણાં મજબુત સાધન છે અને ઔદ્યોગિક કામના સહકારી વહીવટમાં અને સ્વતંત્રતા ખીલવવામાં સહકારી મંડળો મજુર વર્ગને સારી તાલીમ આપી શકે છે,

અને તેથી મજુર સંઘ અને મજુરોની સહકારી મંડળીઓ સ્થાપવામાં તથા તેમનાં કામમાં તથા પ્રયત્નમાં સમષ્ટિવાદીઓ ઘણા રોકાયલા રહે છે. જર્મની, આસ્ટ્રીઆ, અને બીજા દેશોમાં કે જ્યાં મજુર વર્ગના આર્થિક મંડળો હસ્તીમાં આવ્યાં તે અગાઉ આ વાદની હીલચાલ ઉભી થઇ હતી, ત્યાં આવાં મંડળો આ વાદે પાછળથી ઉભાં કર્યાં છે. બેલ્જીઅમ, તથા સ્વીડન ને નોર્વે વિગેરે દેશોમાં સમષ્ટિવાદીનો પક્ષ મજૂરસંઘ અને સહકારી મંડળો એક બીજાની સાથે વ્યવસ્થાપૂર્વક જોડાઈ ગયેલાં છે. અંગ્રેજી ભાષા બોલનારા દેશોમાં કે જ્યાં આવાં મંડળો અગાઉથી જ સ્થપાઇ ચુકેલાં હતાં, ત્યાં તેમની સાથે સબંધ કરી લેવામાં અને અરસપરસ મદદ કરવાની નીતિ ચલાવવામાં સમષ્ટિવાદીઓ ઘણા પ્રયત્ન કરે છે. આવાં મંડળોમાં સમષ્ટિવાદીઓનું કામ માત્ર દરમ્યાનગીરી કરવાનું હોતું નથી. પરંતુ પોતાના વ્યવહારિક કાર્યમાં એમને પેટા મંડળ બનાવી લેવાનું હોય છે. અર્થાત્ સમષ્ટિવાદ, મજુરસંઘ, સહકારી હીલચાલ એ બધાં આધુનિક મજુરોની સામાન્ય હિલચાલના જુદાં જુદાં રૂપ છે. પોત પોતાના ક્ષેત્રમાં આ દરેક હિલચાલ જાણ્યે અજાણ્યે એક સામાન્ય હેતુ સાધવાનું કામ કરી રહી છે, અને તેથી એક બીજાના આશ્રયથી દરેકને બળ મળ્યા કરે છે.

સમષ્ટિવાદીઓને માટે તો મજુરોની હિલચાલમાં આ સિવાય બીજો ઉંડો હેતુ રહેલો છે. મજુરોના જીવનમાં જે દરેક સુધારો થાય, તેથી તેની બુદ્ધિશક્તિ ખીલે છે અને વ્યવસ્થા કરવાની શક્તિ તથા સામાજીક સુધારાને માટે લડવાની શક્તિ ખીલે છે. તેથી આ લોકો સારા કેળવાયલા તથા બુદ્ધિશાળી મજુર વર્ગમાંથી પોતાના કામ કરનારાઓને ચુંટી કાઢે છે. આ વાદની મરદાનગી ભરી લડતની પડખે લાવવામાં જેઓની શક્તિ, આશા અને મહત્વાકાંક્ષા દરિદ્રતા અને દુઃખથી હંમેશને માટેના કચડાઈ ગયેલાં છે, તેવા કમનસીબ, ગંદા, મવાલીસંઘ ઉપર બીલકુલ આધાર રાખવામાં આવતો નથી.

આ વાદની મુખ્ય બાબતોનો સમાવેશ ત્રણ વસ્તુમાં થઈ જાય છે. ૧ કેળવણી, ૨ વ્યવસ્થા અને ૩, મજુર વર્ગની આર્થિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન.

આ વાદનો કટાક્ષ હાલની મુડીવાળી વ્યવસ્થા ઉપર છે. પરંતુ મુડીવાળી વ્યક્તિ ઉપર નથી. સમસ્ત મજુરવર્ગના વ્યવસ્થા પૂર્વક પ્રયત્નથી આ વાદ ઉત્પન્ન થયો છે. અને કોઈ એક નાયકની હિંમતથી કે નેતા-

પણાથી ઉભો થયો નથી. મજુર વર્ગની બુદ્ધિની પરિપકવતા અને રાજકીય લાયકાતની પરીક્ષા એ વર્ગના સ્ત્રી પુરુષો કેટલાં કેળવાયલાં છે, તે ઉપરથી થઈ શકે છે. પણ એ વર્ગમાંથી એક નાના સમૂહના આગળ પડતા વિચારથી કાંઇ માપ નીકળતું નથી. કોઇ પણ દેશને સમષ્ટિવાદી બનાવવો હોય તો તેને કેળવવો જોઇએ અને ધીરે ધીરે ફેરફાર કરવો જોઇએ. પણ જબર જસ્તીથી તેમ થઇ શકતું નથી. એમ છતાં આ હિલચાલે આવો સિદ્ધાંત સ્વીકારેલો હોવાથી એને શાંતિમય પ્રતિરોધ વાળી હિલચાલ ગણી શકાય નહી. એમ પણ બને કે પૂરેપૂરી રાજદ્વારી ફતેહ મળ્યા પછી પણ કોઇ દેશમાં જૂનો રાજદ્વારી પક્ષ પોતાની સત્તા છોડી દેવાની ના પાડે. એવે વખતે લોહી રેડવાનો જ વખત જરૂર આવે, પરંતુ આર્થિક અને રાજદ્વારી ફેરફાર વખતે પણ કોઇ કોઇ વખત આવા લોહી રેડવાના પ્રસંગો બને છે. તે આવશ્યક પ્રસંગો નથી અને એવા પ્રસંગોથી જ સામાજીક ફેરફારો થાય છે એમ માનવાનું નથી. ઇંગ્લાંડમાં અમીર વર્ગ પાસેથી મૂડીવાળા વર્ગે રાજદ્વારી અંકુશ મેળવી લીધો તે ફેરફાર લોહી રેડયા વિનાના ક્રમપૂર્વક શાંતિમય પગલાંથી કરવામાં આવ્યો હતો. પરંતુ ફ્રાન્સમાં આ ફેરફાર અનેક માણસનું લોહી રેડાયા પછી થઇ શકયો હતો છતાં એ ઉપરથી એમ નહી કહી શકાય કે ફ્રાન્સમાં જે ફેરફાર થયો તેના કરતાં ઇંગ્લાંડમાં થયેલો ફેરફાર અપૂર્ણ અથવા તો ઓછા મહત્વનો હતો. ખરી હકીકતમાં જેમ ફટાકડા ફોડવાથી વિગ્રહ કરી શકાતો નથી, તેમ મહોલ્લાઓમાં રમખાણ કર્યાથી સામાજીક ફેરફાર થતો નથી.

જે રીતે હાલની સામાજીક વ્યવસ્થા સમષ્ટિવાદમાં ફેરવાઇ જવાની છે, તે રીતનો ખ્યાલ, ઇંડામાંથી મરઘીનું બચ્ચું જે ક્રમની ક્રિયાથી બને છે તે ક્રિયા તપાસી જોવાથી કંઇક આવી શકે છે.

સાધારણ તંદુરસ્ત મરઘીનું ઇંડું ૨૧ દિવસ સુધી ૯૮ાા અંશની ગરમીમાં રાખવામાં આવે તો જીવતાં મરઘીનાં બચ્ચાંના રૂપમાં ફેરવાઇ જાય છે. પરંતુ એ ફેરફાર થવા અગાઉ એમાં જે જે વિકૃતિઓ થાય છે, તે તપાસી જુઓ. ઇંડું અને મરઘીનું બચ્ચું એ બેમાં આસમાન જમીનનું અંતર છે. થોડી વખત સુધી તો ઇંડાંમાં કશો ફેરફાર દેખાતો નથી, પણ સેવનારી મરઘીના શરીરમાંથી નીકળતી ગરમી એટલો ફેરફાર કરી નાંખે છે, કે પછી તો ઇંડું ઓળખવું મુસ્કેલ થઇ પડે છે. ઇંડાની અંદરના ભાગમાં બચ્ચાંનો ગર્ભ દેખાવા માંડે છે. અને ત્યાર બાદ દરરોજ ઇંડું ઇંડાં-

પણુમાંથી મુક્ત થતું જાય છે, અને છેવટે બાહ્ય રૂપ સિવાય ઇંડાંની કંઈ પણ આકૃતિ રહેતી નથી. અને તેની અંદરના ભાગમાં સંપૂર્ણને પૂરેપૂરૂં ખીલેલું જીવતું મરઘીનું બચ્ચું બની રહેલું હોય છે. આ પ્રમાણે હાલની મૂડીવાળી વ્યવસ્થાની અગાઉની જમીનદારી વર્ગવાળી વ્યવસ્થા તદ્દન નિ-રાળી પડે છે. પંદરમા સૈકાના યૂરોપના સમાજમાં કેવળ જમીનદારી વર્ગની સત્તા હતી. અઢારમા સૈકાની આખરનો યૂરોપ મૂડીવાળા વર્ગની સત્તા નીચે હતો પણ સત્તરમા સૈકાનો યૂરોપ સેવાતાં ઇંડાંના જેવો હતો, કે જેમાં રહેલા જમીનદારી વર્ગમાંથી મૂડીવાળા વર્ગનો ગર્ભ ખીલતો હતો, અને એજ પ્રમાણે હાલમાં મૂડીવાળા વર્ગરૂપી ઈંડું સેવાવા માંડયું છે, અને આજે બાહ્ય સ્વરૂપ જુદું દેખાય છે, પરંતુ એમાં સમષ્ટિવાદી ગર્ભનું સેવન થાય છે, તે સ્પષ્ટ દેખાય છે. ઇંડું સેવાવાની આખી મુદત દરમ્યાન તેના બહારના કોચલામાં કશો ફેરફાર થતો નથી, એની અંદરના દરેક પદાર્થનો માંસ, હાડકાં ને પીછાંનાં રૂપમાં ફેરફાર થઇ ગયેલો હોય છે. પણ બહારના પડદામાં કશો ફેરફાર થતો નથી. એતો જાણે પોતાની અંદર રહેલા જુના પદાર્થને બદલે નવા પદાર્થને ઘેરી રાખવાને વાસ્તે હઠ કરીને પોતાનું રૂપ બદલતો નથી. અલબત, શરૂઆતમાં ઇંડાંની અંદર રહેલા પ્રવાહી પદાર્થને માટે બહારનું કઠણ કોચલું, રક્ષણનું સારૂં સાધન થઇ પડે છે. પણ નવાં જન્મેલાં અને ઉત્સાહી મરઘીનાં બચ્ચાંને માટે તો એ કોચલું નાહકનું "ન્યુસન્સ" થઈ પડે છે. તેથી જેવી એ બચ્ચાંને ખપ પૂરતી શક્તિ અને ભાન આવે છે, કે તરતજ અંદરથી એ કોચલાંને ફોડી દે છે, ને મોટા અવાજ સાથે એ કોચલાના ટુકડે ટુકડા થઇ જાય છે, ને પેલું બંડખોર બચ્ચું બહાર કુદી પડે છે. ઉપલક દૃષ્ટિએ જોનારને આ કાર્ય એવું બંડખોર લાગે કે આ બંડથી ઇંડાનો નાશ થયો અને બચ્ચાંનો જન્મ થયો. ખરી હકીકતમાં તો ઇંડાની અંદર રહેલા પદાર્થમાં ધીરે ધીરે ફેરફાર થવાથી ઇંડાંની અંદરજ બંડ થઇ રહેલું હતું. કોચલું ભાંગવાની ક્રીયા તો અંદર પરિપૂર્ણ થઈ ગયેલી ક્રિયાનું છેલ્લું પગથીયુંજ હતું. કોચલું નરમ હોત તો બચ્ચું બહાર આવ્યું તે વખતે અવાજ થાત નહી. સામા-જીક ફેરફાર થતી વખતે જે નાના નાના હથીઆર વાપરવાના પ્રસંગો બને છે, તે આ રાજદ્વારી કોચલાને ફાટવા રૂપ બનાવો છે. સમાજના ઔદ્યો-ગિક ફેરફારમાં બંડ તો કયારનાં થઇ ગયેલાં છે. અલબત જ્યારે મરઘીનું બચ્ચું અંદરથી પૂરેપૂરૂં ખીલી રહેલું હોય છે ત્યારેજ કોચલાને ભાંગવાનું કામ ઉપયોગી અને મોક્ષદાતા થાય છે. અને એટલી હદ સુધી વાત આ-

વેલી હોય છે, તે વખતે બચ્ચું પોતાની મેળેજ કોચલું ભાગે છે. મરઘીને એ કામ કરવું પડતું નથી. મરઘીનું કર્તવ્ય તો સેવવાના સમય સુધી ઇંડાં ઉપર બેસીને ગરમી પૂરી પાડવાનું છે અને એ મુદત દરમ્યાની પોતાની ફરજ બજાવવામાં ચૂક કરવાનું નથી. પરંતુ જો એ મુદત દરમ્યાન મરઘીને ઉતાવળ કરવાનું મન થાય, અને તે જો જાતેજ કોચલું ભાંગવાનો પ્રયત્ન કરે તો બચ્ચાંની ગર્ભની જીંદગીનો નાશ થઇ જાય.

આ ઇંડાં સેવવાનું દૃષ્ટાંત કુદરતી આર્થિક વિકાસ અને સમષ્ટિવાદના પ્રચારના સંબંધનો ખ્યાલ સ્પષ્ટ કરવામાં પણ ઉપયોગમાં આવે એમ છે. બચ્ચું બનાવવાને વાસ્તે મરઘીને પ્રથમ તો ઇંડું જોઇએ. ગમે તેટલું સેવન કરે પણ પત્થરમાંથી મરઘીનું બચ્ચું બને નહીં, તેમજ ઇંડાને મરઘી સેવે નહીં, તોએ તેમાં કાંઈ ફેરફાર થાય નહી. કોઇ પણ જાતના સમાજમાં સમષ્ટિવાદીનો ગર્ભ ન હોય તો તે સમષ્ટિવાદી સામ્રાજ્યવાળો થઇ શકે નહિં તેમજ સમષ્ટિવાદી સામ્રાજ્ય બનાવવાને વાસ્તે બુદ્ધિપૂર્વક વ્યવસ્થા નહીં કરવામાં આવે તો તેવું સામ્રાજ્ય પણ બની શકે નહી. હાલની મૂડીવાળી વ્યવસ્થા ઇંડાં રૂપ છે. અને સમષ્ટિવાદી એ મરઘીરૂપ છે.

---

## પ્રકરણ પાંચમું.

---

### રાજ્યદ્વારી કાર્યક્રમ.

સમષ્ટિવાદીઓના હાથમાં સત્તાની લગામ આપવામાં આવે તો પહેલ વહેલો એ લોકો કયો સુધારો દાખલ કરે ? આ સવાલ એ લોકોને વારંવાર પુછવામાં આવે છે. ઉપલક દૃષ્ટિએ જોતાં આ સવાલ વાજબી દેખાય છે, પણ ઉંડું તપાસી જોતાં સમષ્ટિવાદના સિદ્ધાંત અને સામાજીક તથા રાજદ્વારી સુધારાના સ્થાપિત થયેલા વ્યવહાર બાબત ગેર સમજુતથી આવો સવાલ ઉભો થાય છે.

સમષ્ટિ વાદીઓની મોટામાં મોટી નેમ ઉદ્યોગોને સામાજીક બનાવવાની છે. પણ સત્તા મળ્યા પછી આ ફેરફારને માટે પ્રયત્ન કરવો એ સૌથી પહેલું કામ નથી. કલમના ગોદાથી ધન ઉત્પન્ન કરવાના સામાજીક સાધનોની મજીઆરી માલીકી સ્થાપિત કરી શકાય નહિ. એતો આ વાદને અનુકુળ એવા ઘણા સુધારા કર્યાં પછી છેવટે થઇ શકે અને આવા સુધારા ઘણા અને જુદી જુદી જાતના છે. એમાંના કેટલાક રાજ્યની

મહાસભા મારફત અને કેટલાક પ્રાંતિક સભા મારફત તથા સ્થાનિક રાજદ્વારી મંડળ મારફત અને કેટલાક ખાનગી મંડળો મારફત થઇ શકે. વળી એ સુધારા દરેક ઠેકાણે અને દરેક વખતે એક સરખા રૂપમાં અને એક સરખા ક્રમમાં કરવાનો પ્રસંગ આવે નહિ. જુદે જુદે વખતે અને જુદી જુદી જગ્યાએ સ્થાનિક વસ્તુસ્થિતિ અને આકસ્મિક પ્રસંગોને લીધે એ સુધારાઓ જુદું જુદું રૂપ પકડે તેથી સમષ્ટિવાદીઓ રાજ્યની લગામ હાથમાં લીધા પછી કયા ક્રમમાં આગળ વધશે તે આગળથી નક્કી કરવું વ્યર્થ છે.

આ વાદની રાજનીતીના વ્યવહારિકપણાનો પુરાવો એ લોકો અમુક કામ પહેલું કર્યું કરશે તેનો નિર્ણય અગાઉથી થયો છે કે નહિ તે ઉપર નથી.

પણ એ લોકો આ જગતના ઉપયોગી સામાજીક પ્રશ્નો સંબંધે સર્વ-ગ્રાહી રાજકીય કાર્યક્રમ દેખાડે છે કે કેમ તેના ઉપર છે. એવો કાર્યક્રમ એ લોકો દેખાડે છે.

બીજા બધા રાજદ્વારી પ્રશ્નોનો કાર્યક્રમ નીશ્ચિત થયેલો નથી. પણ આ વાદના પક્ષનો કાર્યક્રમ મુકરર થયેલો છે.

કોઇ ખરચાળ વીશીમાં ખાવાની ચીજોનો ક્રમ જે પદ્ધતિ પર ગોઠ-વાયલા હોય છે તે મુજબનો હાલના રાજદ્વારી પક્ષનો ક્રમ ગોઠવાયલો છે. દરેક જાતના મનુષ્યના શોખ પુરા પાડવાને માટે એવા ક્રમ ગોઠવાયેલા હોય છે. બધી જાતના મત મેળવવાનો આ પક્ષવાળાઓનો હેતુ હોય છે. કારખાનાના માલીકો અને મજુરો, રેલ્વેના માલીકો અને ખેડુતો, માલ ઉત્પન્ન કરનારાઓ અને ખરીદનારાઓ, વગેરે સર્વ પ્રકારના લોકોને જુના પક્ષવાળા વચનો આપ્યા કરે છે. ઘણાખરા તો ઓછી મહત્વની બાબતોનો કેવી રીતે નિકાલ આણવો તેની સાથે સંબંધ રાખનારા હોય છે, પણ વધારે મહત્વની અને કાયમના ઉપયોગના સામાજીક પ્રશ્નોનો નિકાલ કર-વાની એ લોકોની હિંમત ચાલતી નથી. ઘણી વખત એ લોકોનાં વચનો પરસ્પર વિરોધી અને અથ વગરના હોય છે તથા તેઓની વચ્ચે એક સામાન્ય સામાજીક સિદ્ધાન્તનું બંધન હોતું નથી. એક પક્ષના પ્રોગ્રામમાં જે વચનોની હારમાળા હોય છે, તે બીજા જુના પક્ષમાં પણ હોય છે. અને દરેક પ્રજાકીય પ્રશ્ન માટે એ જુના પક્ષો હરીફાઇ કરે છે.

સમષ્ટિવાદના પક્ષનો રાજદ્વારી કાર્યક્રમ એક ચોક્કસ સામાજીક તથા મુખ્ય રાજદ્વારી હેતુ ઉપર રચાયલો છે. રાજનીતિમાં આ લોકોનો હેતુ મજુર વર્ગની સ્થિતિ સુધારવી, મૂડીવાળા વર્ગની સત્તા અંકુશમાં રાખવી,

સરકારના સામાજીક અને ઔદ્યોગિક કર્તવ્યનું ક્ષેત્ર વધારવું, અને તેને લોકોના હાથમાં સીધી રીતે મુકવું એ હેતુ છે, કે જેથી જેથી આખરે હાલની મૂડીવાદી રાજકીય વ્યવસ્થાને સામાજીક પ્રજાતંત્ર બનાવી શકાય. આ હેતુ સાધવાને વાસ્તે સમષ્ટિવાદના કાર્ય કરનારાઓ ચોક્કસ રૂપમાં પોતાની માગણીઓ રજુ કરે છે. અલબત સમય પ્રમાણે ફેરફાર કરીને કોઇ વખતે અમુક બાબતને વધારે અગત્ય આપવામાં આવે, પણ એકંદર આખા પ્રોગ્રામના સિદ્ધાતમાં ફેરફાર કરવામાં આવતો નથી. અને આથી વિરૂદ્ધ કરવું બની શકે એમ પણ નથી. જ્યાં સુધી સમષ્ટિવાદીઓનો હેતુ સિદ્ધ થયો નથી, ત્યાં સુધી જુદા જુદા રૂપમાં એકની એક વાત લોકો આગળ રજુ કરવામાં આવે છે.

જેમ જેમ મૂડીવાળા વર્ગના સ્વાર્થ વધારે સત્તાવાન બનતા જાય છે, તેમ તેમ પ્રતિનિધિ તત્ત્વવાળું રાજ્ય લોકોવડે લોકોને માટે અને લોકોનુંજ હોવાનું ધીરે ધીરે બંધ પડતું જાય છે; અને તેમાં વર્ગના વ્હેમ, બીન કાયદેસરપણું અને લાંચીઆપણું દાખલ થતું જાય છે. સરકાર આ પ્રમાણે શ્રીમંતના સ્વાર્થ તળે, અને તે લોકોના પ્રતિનિધિઓના હાથ તળે દરરોજ વધારે ને વધારે દબાતી જાય છે. અને એને લીધે જૂના રાજદ્વારી મંડળોમાં તેમજ તે મંડળોની બહાર રાજદ્વારી સુધારા કરવાને વાસ્તે સંખ્યાબંધ હીલચાલ ઉભી થઇ રહી છે. આવા સુધારા કરવાની હીલચાલ મુખ્યત્વે કરીને એ દિશા તરફ ધ્યાન આપે છે:–પહેલુ તો અમુક રાજદ્વારી પુરુષો અથવા અમલદારોની અંગત બીનલાયકાત સામે આક્ષેપ કરવામાં આવે છે. આવી જાતના સુધારાને માટે સઘળી તાત્કાલિક હીલચાલો ઉભી થાય છે, જેમાં ભલા શહેરીઓ બદમાશોને અમલદારીમાંથી કમી કરવા આગળ પડે છે. અને એને લીધે સ્થાનિક ચુંટણીઓમાં ક્ષણિક ઉત્સાહ આવેલો દેખાય છે. સારા અમલદારો સારૂં રાજ્ય કરી શકે, એ માન્યતા ઉપર આવી હીલચાલનો આધાર છે.

સમષ્ટિવાદીઓ સારાં રાજ્યને માટેની આવી હીલચાલ ઉપર બહુ ઓછું ધ્યાન આપે છે. એ લોકો એમ કહે છે કે રાજ્યનીતિમાં તો માણસ સારાં હોય કે નબળા હોય તેના ઉપર કે તેમની અંગત લાયકાત ઉપર કશો આધાર નથી. પણ મુળ મુદ્દે કાયમના ઉપયોગની ચીજ તો કાયદો છે. હાલના રાજદ્વારી મંડળો સમાજના ચાલતાં આવેલાં ધારાધોરણ ઉપર આધાર રાખીને ઉભાં કરવામાં આવેલાં છે. જેથી જાણ્યે અજાણ્યે એ ધારા ધોરણને જાળવી રાખવામાં એ મંડળો ટેકો આપે છે.

એ મંડળોના કાર્યવાહકોમાં મૂડીવાળો વર્ગ હોય છે. અને એ મંડળોને પૈસા આપવાનું કામ પણ મૂડીવાળો વર્ગ કરે છે, જેથી એના રાજદ્વારી અમલદારો મૂડીવાળા વર્ગમાંથીજ ઉભા થાય છે. અથવા પોતાની કાર્કીર્દિની ફતેહ માટે એ વર્ગ ઉપર આધાર રાખનારા હોય છે. એ અમલદારો જાતે સારા કે નબળા, પ્રમાણિક કે અપ્રમાણિક, શક્તિવાન કે નિર્બળ, હોય કે ન હોય, પણ તેઓ પરિસ્થિતિ, કેળવણી, સ્વભાવ, અને સ્વાર્થને લીધે મૂડીવાળા વર્ગને વેચાઇ ગયેલા હોય છે. અનુભવથી એવું માલુમ પડ્યું છે. કે ગમે તેવા ભલા અમલદારોની બનેલી સરકાર રાજ્યખટપટમાં ચાલતું અપ્રમાણિકપણું બંધ કરવાને વાસ્તે અશક્ત નિવડે છે. મજુરોની સ્થિતિ સુધારવાના હથિયાર તરીકે આવી સરકાર હાસ્યાસ્પદ રીતે અશક્ત માલુમ પડી છે. સમષ્ટિવાદીઓ જે માગે છે, તે પ્રમાણિક મૂડીવાળાઓને માટે પ્રમાણિક મૂડીવાળાઓના કારભારવાળું રાજ્ય નથી, પણ તમામ કામ કરનારાઓને માટે કામ કરનારાના કારભારવાળું રાજ્ય છે.

જૂના પક્ષવાળાઓ પૈકી જે રાજદ્વારી મંડળો કાયમના ને ઉપયોગી સામાજીક સુધારા કરી દેખાડવા માગે છે તે બધાનો હેતુ હાલના મૂડીવાળા વર્ગનો તૂટી પડતો દોર જાળવી રાખીને મજુર વર્ગને હાલની પરિસ્થિતિ સહ્ય થઈ પડે એ છે. જેથી એ લોકો છાપખાનાની છૂટ, ભાષણની છુટ, તથા મજુર સંઘની મારફત થતા એકત્ર વ્યવહારની છૂટ, આપવાના પ્રયત્નો કરે છે. હાલના વર્ગને ટકાવી રાખનારા દુરંદેશી પક્ષકારો થઈને, આવી છૂટછાટ આપીને ટકાવી રાખવાનો એ લોકોનો પ્રયત્ન છે. મુડીવાળા વર્ગની અંદર રહીને પણ સાધી શકાય એવી કેટલીક માગણી સમષ્ટિવાદીઓ કરે છે, પરંતુ એ લોકોની બધી માગણીઓનો હેતુ તમામ મૂડીવાળી સત્તાને ઉંધી વાળવાનો છે, તેથી હાલમાં તો મજુર વર્ગને તાત્કાલિક લાભ મળે, તે લોકોનું જીવન સુધરે, અને મૂડીવાળા વર્ગની સત્તાની સામે થવાનું બળ અને ધીરજ આવે એ હેતુ તરફ એ લોકો અમુક સુધારા તુરતમાં કરવા માગે છે.

અદાલતોની મજુરો સંબંધીની સત્તામાં ઘટાડો કરવો, પ્રધાનમંડળના સભાસદો તથા પ્રેસીડંટ અને વાઇસ પ્રેસીડંટ લોકોએ સીધા ચુંટી કાઢવા, દરેક વ્યક્તિને સરખો હક આપવો, ઔદ્યોગિક અને સામાજીક સુધારા તથા નવી રચનામાં આવતી અડચણો દૂર કરી મજુર વર્ગના લોકોને સરકારના કામમાં સીધી રીતે ભાગ લેતા કરવા, વગેરે મુખ્ય સુધારાઓ આ વાદ કરવા માગે છે. રાજદ્વારી સુધારામાં એ લોકો બધો

વખત ગાળવા માગતા નથી. મજુરોની સ્થિતિ સુધરે તેને માટે વધારે વધારે ધ્યાન આપે છે. મજુરોની સ્થિતિની સુધારણા જીવદયા કે એવા કોઇ ભાવનામય આદર્શ ઉપર આધાર રાખીને એ લોકો આગળ ચાલતા નથી. મજુરોના કામ કરવાના કલાક ઓછા કરવા, અને વીમાની પદ્ધતિ દાખલ કરવી એ બે બાબત ઉપર એ લોકો વધારે ધ્યાન આપે છે. આ ઉપરાંત લોકોના અસ્તિત્વ અને સામાન્ય સુખાકારીવાળા ધંધાઓ જેવા કે, રેલ્વે, સ્ટીમર, તાર, ખાણુ, તેલના કુવાઓ, મોટાં કારખાનાંઓ કે જેનો વ્યવહાર રાષ્ટ્રિય ધોરણ ઉપર થાય છે, તેને રાષ્ટ્રના તાબામાં લઇ લેવાની માગણી કરે છે. સરકારના અને મજુરના પ્રતિનિધિઓના એકત્રિત મંડળથી આવાં રાષ્ટ્રનાં કામ ચલાવવાં જોઇએ અને એવાં કામનો હેતુ નફો અથવા મહેસુલ વધારવા તરફ નહિ હોવો જોઇએ. પણ મજુરોની સ્થિતિ સુધારવા તરફ હોવો જોઇએ. સઘળી શરાફી પેઢીઓ પણ સરકારને હસ્તક થવી જોઇએ. વળી આ બધી માગણીઓ માત્ર સરકારની માલીકી કરવાને વાસ્તે નથી. પણ તેનો વહીવટ પ્રજાને હાથે કરાવવા વાસ્તે છે. પણ ઉપર કહેલા સુધારાઓમાં આ પક્ષની બધી માગણીનો સમાવેશ થઇ જતો નથી.

## પ્રકરણ ૬ ઠું.

### સમષ્ટિવાદની ફતેહો.

આ આધુનિક હીલચાલની ફતેહોનો ઉપસંહાર કરવાનો આપણે હવે પ્રયત્ન કરીશું. આ વાદની પ્રવૃતિનું માપ એના વ્યવહારિક પરિણામ ઉપરથી આપણે કાઢી શકીશું. આ વાદની નેમ ખાનગી માલીકીની મિલકત દૂર કરીને તથા સામાજીક મજીઆરા ધંધાની વ્યવસ્થા દાખલ કરીને આખા આધુનિક સમાજને નવા પાયા ઉપર ગોઠવવાની છે. અને આ કાર્યક્રમ થોડા થોડા અંશમાં સિદ્ધ થયેલો માલુમ પડે ખરો પણ દરેક ઠેકાણે સંપૂર્ણ રાજદ્વારી સ્વરાજના દરેક અંગની પ્રાપ્તિ કર્યા સિવાય આમ બની શકવું મુશ્કેલ છે.

કોઇ એક એકલું શહેર અથવા નાનું રાજ્ય મજીઆરી માલીકીના ધોરણ ઉપર અગત્યના રાષ્ટ્રિય ઉદ્યોગોને નવેસરથી ચલાવી શકે નહી. રાષ્ટ્રિય અને સ્થાનિક સરકારનાં તમામ ખાતાંના સહકારથી સમષ્ટિવાદી સામ્રાજ્ય સ્થાપિત થઇ શકે, અને મજીઆરી માલીકી અને વહીવટના ધોરણ ઉપર સમષ્ટિવાદીઓ નવી રચના કરવાનો આરંભ કરી શકે, તે અગાઉ

એ લોકોએ પૂરેપૂરી રાજસત્તા મેળવેલી હોવી જોઇએ. છતાં ઘણા લાભકારક સંજોગોમાં પણ આ પ્રમાણે બની શકવાને માટે ઘણી લાંબી મુદતની જરૂર છે. ખાનગી માલીકીની મિલકતની સંસ્થા સૈકાઓ થયાં ચાલી આવે છે તેથી આ સંસ્થાની શાખાઓ અને વડવાઇઓ ઘણી લાંબી પહોળી થઇને હાલની મૂડીવાળી સુધારણામાં ઘણી ઉંડી ઉતરી ગયેલી છે, ઔદ્યોગિક ગેરવ્યવસ્થા કર્યા સીવાય અને થોડા વખતને માટે પણ આખા દેશને આર્થિક અંધેરમાં નાંખી દીધા સિવાય એક કલમના ગોદાથી આ ફેરફાર થવો મુશ્કેલ છે. હરકોઇ ઉદ્યોગની ખાસ પરિસ્થિતિ, અને બીજા ઉદ્યોગ સાથેના તેના સંબંધનો વિચાર કરીને અમુક યોજનાપૂર્વક તે ધંધો સામાજીક ધોરણ ઉપર ચલાવવો જોઇએ.

છેલ્લા મહાન વિગ્રહની અગાઉ લઘુમતિવાળી એક મજબુત મંડળી હોવા ઉપરાંત આ હિલચાલ બીજાં કોઇ જાતના રાજદ્વારી અગત્યવાળી નહતી. કોઇ પણ દેશનું રાજતંત્ર એના અંકુશમાં ન હતું. પણ ત્યાર બાદ યુરોપના ઘણા દેશમાં વચલા વર્ગની રાજ્યસત્તા લડાઇને લીધે પડી ભાગવાથી તે દેશોમાં આ હિલચાલ રાજદ્વારી નેતાપણામાં અગ્રસ્થાને આવી પહોંચી છે; પરંતુ એ નેતાપણું ઘણા ટુંક વખતનું છે. અને એટલા બધા પ્રતિકુળ સંજોગોમાં મળેલું છે, કે એનાથી અસરકારક આર્થિક સુધારા થઇ શક્યા નથી.

પરિણામ આણી શકાય એટલા લાંબા વખત સુધી જો કોઇ દેશની સરકાર સમષ્ટિવાદીઓના હાથમાં આવી હોય તો તે માત્ર એકજ દેશ રશીઆ છે. આ દેશમાંના પ્રયત્નોની ફતેહોનો વિચાર જુદા પ્રકરણમાં કરીશું.

સને ૧૯૧૮ ના નવેમ્બરમાં જર્મનીમાં થયેલા વિગ્રહને પરિણામે સમષ્ટિવાદીઓના હાથમાં સરકારનો હંગામી અંકુશ આવ્યો હતો. આગલા સામ્રાજ્યની પહેલી વિપ્લવવાળી પ્રધાન મંડળીમાં છ સમષ્ટિવાદી પ્રધાનો હતા. જેમાંના ત્રણ મધ્યમ વિચારની બહુમતિવાળી પાર્ટીના હતા, ને બાકીના ત્રણ ઉદ્દામ વિચારવાળી સ્વતંત્ર પાર્ટીના હતા. જર્મનીના બીજા નાના રાજ્યોમાં પણ સમષ્ટિવાદીઓના અગ્રેસરપણા નીચે કામ ચલાઉ સરકારો ઉભી કરવામાં આવી હતી, અને જર્મન પ્રજાતંત્રનો પહેલો પ્રેસિડંટ અને દિવાન સામાજીક પ્રજાતંત્ર પક્ષનો હતો.

બીજા સામાન્ય સંજોગોમાં યુરોપના બીજા કોઇ પણ દેશ કરતાં સમષ્ટિવાદવાળી નવી રચનાના કાર્ય માટે જર્મની વધારે તૈયાર હતું કારખાનામાં માલ ઉત્પન્ન કરવાની યોજનાશક્તિ ઘણી ઉંચી ટોંચે પહોં

ચેલી હોવાથી ઉદ્યોગોને સામાજીક બનાવવાનું કાર્ય ઘણું સહેલું થઈ પડયું હતું. ગ્રામ્ય ઉદ્યોગોમાં રોકાયલી પ્રજાની સંખ્યા કરતાં કસ્બાના ઉદ્યોગમાં રોકાયલી પ્રજાની સંખ્યા ઘણી વધારે હતી, અને આ ઉદ્યોગધંધામાં રોકાયલો વર્ગ સુવ્યવસ્થિત હોવા ઉપરાંત એમાં કેળવાયલા અને બુદ્ધિમાન કામદારો પણ હતા, જે લોકોને રાજતંત્રની પણ માહિતી અને અનુભવ હતાં. જર્મનીમાં સામાજીક પ્રજાતંત્ર પક્ષને અર્ધા સૈકા થયાં રાજદ્વારી કેળવણી મળતી હતી. લડાઇની અગાઉ આ પક્ષમાં ૪૨,૫૦,૦૦૦ મત નોંધાયા હતા અને જર્મનીની રાજસભામાં ૧૧૧ સભાસદો ચુંટી કાઢીને મોકલી આપવામાં આવ્યા હતા. એ દેશમાં આ હીલચાલને મજબુત મજુરસંઘની હિલચાલ તથા સંખ્યાબંધ કામદારોની સહકારી મંડળીઓનો મોટો આશ્રય હતો. ધીરે ધીરે રાજદ્વારી સત્તા મેળવીને વ્યવસ્થા પૂર્વક ઉદ્યોગોને સામાજીક બનાવવાને માટે હિલચાલ કરીને નિયમિત અને મક્કમ રીતે જર્મનીમાં સમષ્ટિવાદ વિકાસ પામ્યો હતો. પરંતુ ઇતિહાસને પાને અવળું જ લખવાનું હશે, તે રાજદ્વારી સત્તા એકદમ કડાકા સાથે સમષ્ટિવાદીઓના હાથમાં આવી પડી. ચાર વર્ષના સર્વભક્ષી વિગ્રહને લીધે એ દેશનો મોટો લશ્કરી સંચો એકદમ તૂટી પડયો! અને દેશમાં ગેરવ્યવસ્થા, આપત્તિઓ, અને નિરાશા વધી પડી. સુલેહ થયા અગાઉની કઠણ શરતો અને તે પછીની વધારે કઠણ શરતો જીત મેળવનારાં મિત્ર રાજ્યોએ એ દેશ ઉપર નાંખી, તેથી એમ લાગવા માંડયું કે નિદાન એક પેઢી સુધી તો આ દેશ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકવાનો નથી, અને રાજદ્વારી રીતે એક ખંડીઆ રાજ્ય માફક એને રહેવું પડવાનું છે. રાજકુટુંબના માણસો, લશ્કરી મંડળો, લડાઇના ઉપાસકો, અને મોટો નફો મેળવનારા મૂડીવાળાઓ આ રાષ્ટ્રિય વિનાશને માટે જવાબદાર હતા. તે લોકોએ આવું ભાંગેલું રાજ્ય મજુરવર્ગના હાથમાં છોડી દીધું. સમષ્ટિવાદીઓએ રાજસત્તા લડીને મેળવી નહોતી એ જીત તો સામા પક્ષે ગેરહાજર રહીને એક તરફી કરવા દીધી હતી. એના જેવી જીત રશીઆના મોસ્કો શહેરને બાળી મુકીને અને છોડી દઇને રશીઅનોએ નેપોલીઅનને કરવા દીધી હતી.

વળી બાહ્ય પરિસ્થિતિને લીધે જર્મનીના ઉદ્યોગોને નવા ધોરણ ઉપર મુકવાનું કાર્ય પણ ઘણું કઠણ થઇ ગયું હતું, અને આ મુશ્કેલીઓ સમષ્ટિવાદની હીલચાલની આંતરિક સ્થિતિથી વધી પડી હતી. વિપ્લવ થયા પછીનો થોડો ટુંકો વખત બાદ કરીએ તો જર્મન સમષ્ટિવાદીઓના

હાથમાં સરકારનો સંપૂર્ણ અંકુશ કોઇ વખત હતો જ નહિ. સને ૧૯૧૯ ની સભામાં એ લોકોના પ્રતિનિધિઓ માત્ર ૪૭ ટકા હતા. અને ૧૯૨૦ માં રાજસભામાં એ લોકોના પ્રતિનિધિઓ માત્ર ૪૨ ટકા હતા. વળી વિગ્રહ પૂરો થયા પછી જર્મનીના સમષ્ટિવાદીઓ એકસંપી કરવાને બદલે માંહોમાંહેના ઝઘડાથી ઘણી ખરાબ રીતે વહેંચાઇ ગયા હતા. વિગ્રહના છેલ્લા સમયમાં જે તીવ્રમત ભેદો ઉભા થયા હતા, તે વિગ્રહ પૂરો થયા પછી બીજા સ્વરૂપમાં પ્રકટી નીકળ્યા હતા. બહુમતિવાળા સમષ્ટિવાદીઓ કે જે લોકોએ વિગ્રહ દરમ્યાન લશ્કરી રાજનીતિને આશ્રય આપ્યો હતો તે લોકો જ્યાં સુધી સુવ્યવસ્થિત સામાજીક અને ઔદ્યોગિક સ્થિતિ ન થાય ત્યાં સુધી મોટા ફેરફાર કરનારા સુધારા મુલતવી રાખવાની તરફેણમાં હતા, અને સ્વતંત્ર પક્ષ કે જેણે વિગ્રહના પાછલા ભાગમાં જૂની સરકાર સાથે વિરોધ કર્યો હતો, તે પક્ષ દેશની અધોગતિમાં આવી પડેલી આર્થિક સ્થિતિને પાછી સબળ બનાવવા માટે એકદમ તમામ ઉદ્યોગોને સામાજીક કરી નાંખવાના ચાંપતા અને તુરત ઉપાયો લેવાની તરફેણમાં હતા. બહુમતિવાળા સમષ્ટિવાદીઓ મૂડીવાળા વર્ગ અને મધ્યમ વર્ગની જોડે સહકાર કરવાની તરફેણમાં હતા. જ્યારે સ્વતંત્ર પક્ષવાદીઓ ચોકખા મજુર પક્ષવાળા સમષ્ટિવાદી વહીવટની તરફેણમાં હતા. વળી આ બે મુખ્ય પક્ષોની સાથે સાથે મહા ઉદ્દામ વિચારવાળો એક ત્રીજો સમષ્ટિવાદીનો વર્ગ પણ ઉભો થયો, જેને સ્પાર્ટીસાઇડ અથવા સામ્યવાદી કહેવામાં આવે છે. અને જે લોકો રૂશીઆની બોલશેવીકોની રીતભાતનું અનુકરણ કરતા હતા, અને જેની ચંચળ પ્રવૃત્તિને પરિણામે જર્મનીની સમષ્ટિવાદની હીલચાલમાં વધારે ગરબડ ઉભી થઇ હતી, કારણ માંહોમાંહેના આ ઝઘડાથી આખરે ફાટ પડી, અને સ્વતંત્ર પક્ષવાળાઓ પ્રધાન મંડળમાંથી બહાર નીકળી ગયા, અને બહુમતિવાળાએ મધ્યમ વર્ગના અને સુધારો ઇચ્છતા જર્મનો જોડે મળી જઇને મિશ્ર સરકાર ઉભી કરી. આવી પ્રતિકુળ સ્થિતિ થવાથી જર્મનીમાં ઉદ્યોગોને સામાજીક બનાવવાનું કાર્ય નહી જેવું જ થઇ શકયું છે.

સને ૧૯૧૯ ના માર્ચની ૨૩ મી તારીખે જર્મનીની રાષ્ટ્રીય સભાએ સમષ્ટિવાદનો સામાન્ય કાયદો પસાર કર્યો, જેની રૂએ રાષ્ટ્રીય સરકારને ઘણી સત્તા મળી. આ કાયદાની રૂએ એવુ ઠરાવ્યું કે જે ધંધાને ખાનગી માલીકીમાંથી કાઢી લઇને જાહેરને આપી દેવા યોગ્ય લાગે, તેના સંબંધમાં કાયદા ઘડવા અને જુના માલીકોને યોગ્ય બદલો આપવો. આવા ધંધા-

ઓમાં ખાસ કરીને ખનીજ દ્રવ્ય ઉત્પન્ન કરવાના ધંધાઓ તથા કુદરતી બળને ઉપયોગમાં લાવવાના ધંધાઓ હતા. તથા જરૂર પડે તે વખતે આર્થિક વસ્તુઓની ઉત્પત્તિ અને વાટણી સમાજને કેવી રીતે આપી દેવી, તેના સંબંધમાં નિયમો ઘડવાની સત્તા આપવામાં આવી હતી. જે થોડા ધંધાઓ થોડે અંશે સામાજીક બનાવી શકાયા છે, તે કોલસાની ખાણુ અને પોટાશ બનાવવાના ઉદ્યોગો છે. એ ધંધાઓ પણ નિયંત્રિત ખાનગી માલીકી અને જાહેર કારોબારની બેવડી રીતથી ચલાવવામાં આવે છે.

આ સંજોગોમાં બહુમતિવાળા સમષ્ટિવાદીઓની સામે મજુર વર્ગનો વિરોધ ક્રમપણે વધતો ગયો છે, અને એ લોકો સ્વતંત્ર પક્ષ વાળાની સંખ્યામાં વધારો કરી રહ્યા છે. સને ૧૯૧૯ ના જાન્યુઆરીની ચુંટણીમાં સ્વતંત્ર પક્ષવાળાના ૨૧,૮૮,૩૦૫ મત નોંધાયા હતા, જ્યારે બહુમતિવાળાના ૧,૧૧,૧૨,૪૫૦ મત નોંધાયા હતા. પરંતુ ૧૯૨૦ ની ચુંટણીમાં સ્વતંત્ર પક્ષવાળાના ૪૮,૦૯,૮૮૨ મત નોંધાયા હતા ને બહુ-મતિવાળાના ૫૧,૫૨,૧૩૭ મત નોંધાવ્યા હતા. આથી માલુમ પડે છે કે થોડા વખતમાં સ્વતંત્ર પક્ષવાળા સત્તા મેળવી શકશે, અને દેશના ઉદ્યોગોને સામાજીક બનાવવાનું કાર્ય વિસ્તીર્ણ અને સંપૂર્ણ ધોરણ ઉપર ચલાવી શકાશે.

આસ્ટ્રીઆમાં એકંદરે જર્મનીના જેવીજ સ્થિતિ છે અહીંઆં પણ સામાજીક પ્રજાતંત્ર પક્ષ સરકાર ઉપર સંપૂર્ણ કાબુ ધરાવે છે. અને જોકે માંહોમાંહેના ઝઘડા જર્મનીના કરતાં ઓછા છે, પણ દેશની ઉદ્યોગ ધંધાની સ્થિતિ જર્મનીના કરતાં વધારે નિરાશા ભરેલી છે, આટલું છતાં જર્મ-નીના કરતાં ઉદ્યાગોને સામાજીક બનાવવાના કામમાં આસ્ટ્રીયા વધારે આગળ વધ્યું છે. ૧૯૧૯ ના માર્ચની ચોથી તારીખે રાષ્ટ્રીય મહાસભાએ ધંધા-ઓને સામાજીક બનાવવાનો સામાન્ય કાયદો પસાર કર્યો છે. તેની રૂએ પ્રાંતોને અને મ્યુનિસિપાલીટીઓને અનુકુળ પડતા ધંધાઓ અને વેપારી પેઢીઓને રાજ્યને હસ્તક લઇ લેવાની સત્તા મળી છે. અને મજુર વર્ગના હાથમાં વધારે કારોબારી સત્તા મળે એવા ધોરણ ઉપર કામ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે, અને ઉદ્યોગોને સામાજીક બનાવવાને વાસ્તે એક ખાસ કમીશન પણ નીમવામાં આવ્યું છે.

આ કાયદાની સત્તા હેઠળ આસ્ટ્રીઅન સરકારે કોલસાને અને વીજ-ળીના કારખાનાઓને સમાજીક બનાવવાના ચોક્સ કામો હાથમાં લીધાં છે. તેમજ બીજા ઉપયોગી ધંધાઓને માટે એવાં પગલાં લેવાની તૈયારી કરે છે.

પરંતુ ખાસ કરીને અંગ્રેજ અને ફ્રેન્ચની પરદેશી મૂડીવાળાઓની જામી-ગયેલી સત્તાથી આસ્ટ્રીઆમાં વધારાની અને અણધારી મુશ્કેલી આવી પડી છે. જેથી ઘણા ધંધા અને શરાફી પેઢીઓ કે જે પર પરદેશીઓએ લડાઈના છેલ્લા ભાગમાં મોટો કાબુ મેળવ્યો છે, તેને રાજ્યને હસ્તક લઈ લેવામાં પરદેશી સરકારનાં વિરોધનો ભય ઉભો થયો છે. આસ્ટ્રિઆનો આ અનુભવ બતાવી આપે છે કે જુદાં જુદાં રાષ્ટ્રની મદદ સિવાય ઉદ્યોગો સંપૂર્ણ સામાજીક ધોરણ ઉપર રચી શકાય નહી.

સ્વીડન દેશમાં પણ હમણાં સમષ્ટિવાદીઓનું પ્રધાન મંડળ બનાવ-વામાં આવ્યું છે, અને એના સમષ્ટિવાદી પ્રધાને હાલની મૂડીવાળા માલી-કોને બદલો આપવાનું ધોરણ સ્વીકારીને ઉદ્યોગોને ધીરે ધીરે સામાજીક બનાવવાનું કામ કરવાની શરૂઆત થયાનું જાહેર કરી દીધું છે. જેકોસો-સ્લેવીઆમાં અર્ધ સમષ્ટિવાદી સરકાર સ્થાવવામાં આવી છે, પરંતુ આ નાના પ્રજાતંત્ર રાજ્યની ટુંકી કાર્કિર્દિ રાજદ્વારી, લશ્કરી, અને બીજી બાહ્ય ઉપાધીથી એટલી બધી ગુંચવાઇ ગયલી છે કે મોટા અને સામાન્ય ધોરણ ઉપર આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરવાનો અવકાશ એ સરકારને બીલકુલ મળ્યો નથી.

ઉપર જણાવેલા દેશોમાં ઉદ્યોગને સામાજીક બનાવવાના સીધા પ્રયત્નો આ હીલચાલની વ્યાવહારિક ફતેહનું માપ આપી શકે નહી. આ હીલચાલનું ક્ષેત્ર દેશ દેશ વચ્ચેના સંબંધ ઉપર આધાર રાખે છે આ હીલચાલની છેલ્લી નેમ હાલના તમામ આધુનિક સંસારની આર્થિક વ્ય-વસ્થા ફેરવી નાંખવાની છે. અને તેથી એની ફતેહનું ખરૂં માપ અમુક ભાગમાં અથવા અમુક જગ્યાએ આ વાદ કેટલો ફતેહમંદ થયો છે, તે ઉપરથી કાઢી શકાય નહી. પણ સમષ્ટિવાદી સામ્રાજ્ય દાખલ કરવાને વાસ્તે અનુકૂળ સામાજીક અને રાજકીય પરિસ્થિતિ ઉત્પન્ન કરવાના કાર્યમાં આ હીલચાલ સંગીનપણે કેટલી આગળ વધી છે, તે ઉપરથી જ થઇ શકે.

અમેરીકામાં યુનાઇટેડ સ્ટેટ્સના ઇતિહાસમાં બની ગયલી એક પરિ-ચિત વાત ઉપરથી આ બાબત સહજ સમજી શકાય એમ છે.

ગુલામી કાઢી નાંખવાને વાસ્તે વ્યવસ્થાપૂર્વક હીલચાલ અઢારમા સૈકાના પહેલા ભાગમાં ઉભી કરવામાં આવી હતી. અને તેને માટે જુદાં જુદાં સ્થાનોમાં મંડળો સ્થાપવામાં આવ્યાં હતાં. સને ૧૮૮૩ માં મિ. ગેરીશનના અગ્રેસરપણા નીચે આ હિલચાલે વ્યાવહારિક સ્વરૂપ ધારણ કરેલું અને ત્યારબાદ ૩૫ વર્ષ સુધી એ હીલચાલ મક્કમ પણે વધતી ગયેલી.

સને ૧૮૬૦ માં જ્યારે મી. લીંકનની ચુંટણી થઈ ત્યારે રાજદ્વારી સત્તા આ મંડળને પ્રાપ્ત થઇ એમ કહી શકાય. સને ૧૮૬૩ માં ગુલામોને છુટા-કરવાનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો. સને ૧૮૬૫ માં જ્યારે લશ્કરી જીત થઇ, ત્યારે આ મંડળવાળાઓની પૂરેપૂરી રાજકીય સત્તા જામી અને એજ વર્ષના ડીસેમ્બર માસમાં જ્યારે આખા રાજ્યના બંધારણમાં આ ફેરફાર સ્વીકારવામાં આવ્યો, ત્યારે જ ગુલામીની સંસ્થા સંપૂર્ણ રીતે દેશમાંથી નાબૂદ થઇ ગઈ.

હવે ધારો કે છેલ્લા સૈકાના મધ્ય ભાગમાં આ હિલચાલની સ્થિતિ સંબંધે એના અનુયાયીઓને એ હિલચાલે કેટલું મેળવ્યું છે, તે બાબતમાં નીચે પ્રમાણે સવાલ પૂછવામાં આવતઃ—

"તમારી હિલચાલ અર્ધા સૈકા થયાં ચાલે છે, અને વીશ વર્ષ થયાં તમે વ્યવસ્થાપૂર્વક સીધા પ્રયત્નો ચલાવી રહ્યા છો, તમે વ્યાવહારિક ફતેહ કેટલી મેળવી છે? કેટલા ગુલામોને તમે છોડાવી શક્યા છો?" આવો સવાલ કોઈ વ્યાવહારિક બુદ્ધિવાળા માણસે પુછેલો અને ગુલામીની તરફેણ વાળા માણસથી આપી શકાયલો ધારી શકીએ. અને તેનો જવાબ આપણે પણ નીચે મુજબ આપી શકીયે.

"હા, અમે હજી કોઈ ગુલામોને છૂટા કરી શક્યા નથી, પણ અમે ઘણા આગળ વધી શક્યા છીએ. અમે આ હિલચાલ દાખલ થયા પછી કેટલીક નોંધવા લાયક રાજદ્વારી ફતેહ મેળવી શક્યા છીએ. પણ જે વધારે કરી શક્યા છીએ, તે એ છે કે પ્રજામતને અને પ્રજાના અંતર આત્માને અમે જાગૃત કરી શક્યા છીએ; જેથી ગુલામીથી થતાં ખરાબ પરિણામોની પ્રજાને ખાતરી થઇ છે, અને એ દુઃખ કાઢી નાંખવાને વાસ્તે યુદ્ધ કરવાને વાસ્તે તૈયાર થાય એટલો સમૂહ ભેગો કરી શક્યા છીએ. પંદર વર્ષ ઉપર તો અમારા લોકોની જાહેર છાપાખાં તથા ધાર્મિક લોકોમાં હાંસી કરવામાં આવતી હતી, અને અમને શયતાન, દુશ્મન, ચોર, ડાકુ, નાસ્તિક અને સ્વચ્છંદી ગણવામાં આવતા હતા. તથા દરેક ભલો આદમી અમને જોઇને ભય પામતો હતો. પરંતુ આજે તો પ્રજાના શિક્ષિત વર્ગનો મોટો ભાગ સમજે છે, કે અમારો ઉદ્દેશ શુદ્ધ છે, અને તેથી અમારી વાત સાંભળવા તૈયાર થયો છે. અમારા માર્ગમાં આવતી ઘણી અડચણોને અમે દુર કરી છે, ને અમને ફતેહ મળે એવા સંજોગ ઉભા કર્યા છે." આ સવાલ અને જવાબ હાલની સમષ્ટિવાદની હિલચાલને પુરા લાગુ કરી દેવામાં વધારે તર્કની જરૂર પડે તેમ નથી.

સમષ્ટિવાદની સત્તા દાખલ કરવાના રસ્તાના પ્રયત્નો નીચેની ત્રણ બાબતોથી સંક્ષિપ્ત રીતે વર્ણવી શકાય:-

૧. મૂડીવાદમાંથી સમષ્ટિવાદમાં ફેરફાર કરવાને માટે અનુકૂળ પડે એવા સામાજીક સુધારાઓનું પસાર થવું.

૨. સમષ્ટિવાદના ઉદ્દેશ અને કાર્ય કરવાની નીતિ તરફ મજુરો અને બીજા વર્ગની સહાનુભુતિવાળી વલણ.

૩. સામાજીક ફેરફારના વ્યાવહારિક કાર્યને પૂરાં પાડી શકે એવાં કેળવાયલાં હોંશિયાર અને પૂરતી સંખ્યાવાળું માણસોનું મંડળ.

જેટલે દરજ્જે આ બાબતોમાં સિદ્ધિ મેળવી શકાય છે, તે જોવાથી આ હીલચાલની વ્યવહારિક ફતેહનું માપ નીકળી શકે છે.

ધારાસભામાં જે સુધારાઓ સમષ્ટિવાદના ગણી શકાય તે તમામ સુધારાઓ આ હિલચાલને લીધે થયા છે. દાખલા તરીકે સીધી કે આડકતરી રીતે આ હિલચાલની પ્રવૃતિથી મજુર વર્ગની આર્થિક સ્થિતિ સુધારવાની નેમવાળા નિયમો અથવા મજુરોનું સામાજીક અને રાજકીય બળ વધારનારા નિયમો. અગર જોકે આવી રીતના રાષ્ટ્રીય સુધારા સમષ્ટિવાદના કહેવાથી કોઇ દેશમાં મોટા પ્રમાણમાં થયા નથી; પરંતુ એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે આ હિલચાલ આધુનિક પ્રજાઓની રાજનીતિમાં એક નવુંજ અંગ છે. અને હાલમાં થઇ ગયેલા છેલ્લા વિગ્રહ અગાઉ દરેક ઠેકાણે દરેક ધારા મંડળોમાં આ હિલચાલના વાદીઓની લઘુમતિ હતી. પરંતુ આ બધી અડચણો છતાં રાષ્ટ્રીય ધારામંડળોમાં વિગ્રહની અગાઉ પણ સમષ્ટિવાદીઓ સીધાં અને અગત્યના પરિણામો આણી શક્યા છે.

જર્મનીમાં આ વાદના એક પક્ષે આવા ઘણા સુધારા કીધા હતા, જેવા કે મજુરોને માટે રાજ તરફનો વીમો, કારખાનાના નિયમો, અને કારખાનાપર આવક વેરો નાખવાની સત્તા વગેરે. ફ્રાન્સમાં આ હિલચાલે મજુરોના કામ કરવાના કલાકો ઘટાડયા છે, સ્થાનિક મ્યુનિસિપલ વહીવટની સત્તા વધારી છે, તથા અકસ્માતને માટેના રાજ્ય તરફના વીમાઓ અને વૃદ્ધાવસ્થાનાં પેન્શનોની રૂઢીમાં ઘણો ફેરફાર કર્યો છે. ડેનમાર્કમાં તો ત્યાંની પાર્લામેન્ટ પાસે એવો નિયમ ઘડાવી શકાયો છે, કે જેથી મજુર સંઘો પોતાના કામે નહી લાગેલા સભાસદોને માટે સરકાર પાસેથી પૈસા પણ મેળવી શકે છે, આસ્ટ્રીઆ, સ્વીડન અને નોર્વેમાં આ પક્ષે મત આપવાનો અધીકાર ઘણા બોહળા ધોરણ ઉપર મુકાવી દીધો છે, તેમજ ઇટાલી, બેલ્જીયમ અને સ્વીટઝર્લાંડમાં પણ ઘણા અગત્યના સુધારાઓ

થયા છે. અને આ દરેક દેશોમાં સમષ્ટિવાદી અને મજુરસંઘના દબાણથી કારખાના સંબંધીનાં કાયદા તથા બીજા સામાજીક અને રાજકીય સુધારા ઘણા આગળ વધી ગયા છે.

આ પ્રમાણેના રાષ્ટ્રીય ધારામંડળમાં મેળવેલી ફતેહના કરતાં સ્થાનિક સમષ્ટિવાદની રાજનીતિમાં જે વ્યાવહારીક પરિણામો આવ્યાં છે, તે વધારે ઉપયોગી છે. અને તે તદ્દન સ્વાભાવિક છે.

જ્યારે દુનીઆની રાષ્ટ્રિય ધારા સભાઓમાં સમષ્ટિવાદીઓ લઘુમતિમાં હતા, ત્યારે ઘણાં શહેરો અને કસ્બામાં ઘણાં વર્ષ થયાં એ લોકો કાબુ ધરાવતા હતા. જર્મની, ફ્રાન્સ અને ઇટાલીમાં સેંકડો સમષ્ટિવાદી મ્યુનીસિપાલીટીઓ છે, આસ્ટ્રીઆ, બેલ્જીયમ, હોલાંડ, સ્વીડન અને નોર્વેમાં આવેલાં ઘણાં શહેર, કસ્બા અને ગામોમાં સમષ્ટિવાદીઓનો ઘણો કાબુ છે, અને યૂરોપમાં હજારો મ્યુનિસિપાલીટીમાં સમષ્ટિવાદીઓ વત્તા ઓછા પ્રમાણમાં આવી શકેલા છે. જો કે યુનાઇટેડ સ્ટેટ્સમાં આ હીલચાલ હજી બાલ્યાવસ્થામાં ગણી શકાય, છતાં અગત્યના શહેરો અને કસ્બામાં એણે ઘણો કાબુ મેળવ્યો છે. જ્યાં જ્યાં એ લોકો સત્તામાં છે, ત્યાં ત્યાં મ્યુનિસિપાલીટી પાસે સુધારાઓ કરાવ્યા છે. આ સુધારાઓ તે કંઇ સમષ્ટિવાદ કહી શકાય નહી. અથવા એથી સમષ્ટિવાદનો પ્રવેશ થયો એમ પણ કહી શકાય નહી. પણ એ સુધારાઓ શહેરીઓની સામાજીક ફરજના ધોરણ ઉપર રચાયલા હોવાથી એ ધોરણનો સ્વીકાર થયેલો સૂચવે છે.

સામાન્ય રાજદ્વારી માન્યતા પ્રમાણે મ્યુનિસિપલ મંડળ એક ધંધાદારી મંડળ કહેવાય. એ મંડળને હરકોઈ જગાની એકત્રિત મિલ્કતનો વહીવટ ચલાવવાને વાસ્તે ઉભું કરવામાં આવેલું છે, તથા તેજ અર્થે નિભાવવામાં આવે છે. અને તેથી મધ્યમ વર્ગના સુધારકો તો માત્ર એટલું જ ઇચ્છે છે, કે હરકોઈ મ્યુનિસિપલ સંસ્થા પ્રમાણિકપણે અને ખોટ ન જાય એવી રીતે ચાલવી જોઇએ પણ સમષ્ટિવાદીઓ તો મ્યુનિસિપાલીટીના સામાજીક કર્તવ્યો ઉપર વધારે ભાર મૂકે છે. જેવાં કે કેળવણી, આરોગ્ય અને લોકોની સામાજીક પ્રગતિ.

હરકોઇ નમુનેદાર સમષ્ટિવાદી શહેરનો ભવિષ્યનો ઉદ્ધારક હાલના નાના બાળકથી પોતાના સુધારાની શરૂઆત કરે છે. તેથી એવી મ્યુનિસિપાલીટી યોગ્ય ડોકટરી મદદવાળી સુવાવડખાનાની ઇસ્પિતાલમાં મજુર વર્ગની સ્ત્રીઓની હમેશાં સંભાળ લેછે, અને જ્યારે એવી સ્ત્રી પાછી કામે વળગવાને તૈયાર થાય છે, ત્યારે પાછું એવું શહેર બાળક ઉપર પોતાની

દેખરેખ શરૂ કરે છે. એક તંદુરસ્ત અને સુશિક્ષિત મરદ કે સ્ત્રી બનાવ-વાને વાસ્તે મ્યુનિસિપાલીટી તરફથી દહાડાની નર્સો રાખવામાં આવે છે તથા કિન્ડરગાર્ટન, પ્રાથમિકશાળાઓ અને ઔદ્યોગિક શાળાઓ ચલા-વવામાં આવે છે. ઘણે ઠેકાણે તો કેટલીક મ્યુનિસિપાલીટીઓ ગરીબનાં છોકરાંને મફત શિક્ષણ આપે છે એટલું જ નહી પણ મફત દવા, ખોરાક અને કપડાં પણ આપે છે. સમષ્ટિવાદી શહેરોમાં દરીઆ કાંઠેનાં સંસ્થાનો તથા ગરીબનાં નિશાળે ભણતાં છોકરાંઓને ઉનાળામાં બહાર લઇ જવાની વ્યવસ્થા તો દરેક જાહેર શાળાઓમાં સામાન્ય રીતે કરવામાં આવેલી હોય છે. વળી માત્ર ભણાવવાની પ્રવૃત્તિથી બાળક સંબંધીની ફરજથી આવી મ્યુનિસિપાલીટીઓ અટકી પડતી નથી. પણ હરેક સમષ્ટિવાદી શહેરના કારભારમાં પુખ્ત ઉમરે પહોંચેલા માણસોને માટે લોકપ્રિય વિજ્ઞા-નનો ફેલાવો, તથા લાલિત્ય કળાની કેળવણી, મ્યુનિસિપાલીટીની નાટક-શાળા, મફત સંગીતમંડળ, મફત વાંચનાલય, ને જાહેર ભાષણોની પણ ગોઠવણ રાખવામાં આવે છે. તથા જાહેર આરોગ્યની પણ વધારે સંભાળ રાખવામાં આવે છે. જ્યારે કોઇ પણ સમષ્ટિવાદી શહેરના કોઇ ભાગમાં વસતી અત્યંત ગીચ થઇ જાય છે, ત્યારે મ્યુનિસિપાલીટી રહેવાનાં નવાં મકાનો બાંધે છે અને જાહેર બાગ તથા રમવાની જગાનો વધારો કરે છે. મ્યુનિસિપાલીટી તરફથી હમામખાનાંઓ, રોગ દૂર રાખવાના ગૃહોને દવાખાનાંઓ ખોલવામાં વખત આવે છે. અને ગરીબને ડોક્ટરોની તથા નર્સોની મદદ માટે પૈસા આપવામાં આવે છે.

સમાજના ગરીબ માણસોને જાહેર મદદ આપવાનું ક્ષેત્ર સમષ્ટિ-વાદીઓએ પોતાના કારભારમાં ઘણું વધારી દીધું છે. અને આવી મદદમાં દાન આપવાની ભાવના કાઢી નાખવાની કોશીશ કીધી છે. આપણી સામાજીક રૂઢિઓને લીધે જ ગરીબો ઉત્પન્ન થયા છે, સમાજે તેમને નુકશાન કીધું છે, અને તેથી એ નુકશાન આબરૂદાર રીતે ભરપાઈ કરી આપવાને વાસ્તે સમાજ જવાબદાર છે. તેથી સમષ્ટિવાદી મ્યુનિસિપાલી-ટીઓ જે આશ્રય આપે છે તે ભિક્ષા કે દાન તરીકે નહિ પણ પેન્શન તરીકે આપે છે. તેથી મ્યુનિસિપાલીટી તરફથી ભઠીઆરાખાનાં, વીશીઓ, અને ગાંધીની દુકાનો ચલાવવામાં આવે છે. જેમાં પડતર કિંમતે અથવા કિંમત વગર વેચાણ કરવામાં આવે છે.

સમષ્ટિવાદી મ્યુનિસિપાલીટીઓ પોતાના કામદાર વર્ગના પગાર વધારવામાં અને તેમના કામ કરવાના કલાકમાં ઘટાડો કરવાના નમૂનેદાર શેઠ બનવાનો પ્રયત્ન કરે છે.

આ પ્રમાણે આ વાદની કેટલીએક સીધી ફતેહો ગણી શકાય. એ ફતેહથી ચોક્કસ રીતે સમાજ આગળ વધ્યો છે. જો કે આ સુધારાઓ વિપ્લવ કરનારા નથી તેમજ ઉપરનાં સીધાં પરિણામો ઉપરાંત દરેક સુધરેલા દેશના ધારામંડળે જે સામાજીક કાયદાઓ પસાર કર્યા છે, તે આડકતરી રીતે આ હિલચાલનાં પરિણામ છે, અને તે વધારે મહત્વનાં છે.

આવા સામાજીક સુધારાઓ હમેશાં આ હિલચાલનાં પક્ષકારો તરફથી પ્રથમ જડ મૂળથી શરૂ કરીને સંપૂર્ણ ફેરફાર લાવી મુકવાને વાસ્તે દાખલ કરવામાં આવે છે, અને એવા સુધારા સંબંધે ચાલુ અને વિસ્તૃત પ્રચાર કરવામાં આવે છે. જેથી પ્રજાની માંગણીનું બળ વધીને આગળ ચાલતાં જૂના વિચારના રાજ્યદ્વારી પુરૂષો પણ એ સુધારાનું મહત્વ સ્વીકારવા લાગ્યા છે.

વળી સામાજીક સુધારાઓ દાખલ કરવા દેવાની સત્તાવાળાની મતલબ એવી પણ હોય છે, કે જેથી આ સુધારાના પ્રચારકોનું બળ ઓછું થઈ જાય અથવા નાશ પામે, જ્યારે કોઇ દેશમાં અસંતોષ એવું સ્વરૂપ ધારણ કરે છે, કે જેથી સત્તાધારી વર્ગને ભય લાગે છે અને તે વખતે એનો પ્રચાર આગળ વધતો અટકાવવાને વાસ્તે અસંતોષી જન સમૂહને સંતોષવાને વાસ્તે કેટલીક ધરછોડ કરે છે. ને આ હીલચાલને નબળી પાડવાનો આડી રીતે પ્રયત્ન થાય છે. જર્મન રાજસભામાં સામાજીક સુધારણાનો વિસ્તૃત કાર્યક્રમ પ્રિન્સ બિસ્માર્કે દાખલ કર્યો ત્યારે તેણે સ્પષ્ટ રીતે કબુલ કર્યું હતું કે તેની મતલબ જનસમૂહનો બળવો થતો અટકાવી દેવાની હતી. આ વાત બીજા દેશોને પણ લાગુ પડે છે. અને આ હિલચાલનો વધારો હમેશાં સામાજીક કાયદાઓના પસાર થવા સાથે સંબંધ ધરાવતો દેખાય છે.

પરંતુ અનુભવથી એવું માલુમ પડ્યું છે કે કાયદાની ધરછોડથી આ હિલચાલને અટકાવવાના અથવા નબળી પાડવાના પ્રયત્નો ફતેહમંદ થઇ શક્યા નથી. જે ધરછોડ કરવામાં આવે છે, તેથી લોકોની ખોટ બીલકુલ પુરી પડતી નથી, સત્તાધીશ વર્ગ પોતાની મેળે સ્વેચ્છાથી પોતાનો હક છોડી દે એવું બની શકતું નથી. એ લોકો જે કાંઇ ધરછોડ કરે છે, તે માત્ર ઉપર ઉપરની છે. તેથી મૂડીવાદથી પ્રજાનું જે શોષણ થાય છે, તેમાં જરા પણ સુધારો થતો નથી. જ્યાં સુધી ઉદ્યોગોની ખાનગી માલકી, જે હાલની સામાજીક સંસ્થાનો પાયો છે, તે કાઢી નાંખવામાં આવે નહી, ત્યાં સુધી હાલનું દુઃખ અને સામાજીક અન્યાય જરૂર ચાલુ રહેવાના.

જે સુધારાઓ આડકતરી રીતે આ હીલચાલે પોતાના અસ્તિત્વ માત્રથી કરાવ્યા છે અને કરાવે છે, તેની સંખ્યા કહેવાતા વ્યાવહારિક સુધારાની હીલચાલની ફતેહના કરતાં વધારે સંગીન છે.

આ હિલચાલની અસર પ્રજાના મન ઉપર જે થયેલી છે તે ઉપરથી એને માટે સારી આશા બાંધી શકાય છે, યૂરોપના સઘળા દેશમાં આ હીલચાલે હંમેશાં ત્રણ અવસ્થા અનુભવેલી છે. પ્રથમ અવસ્થામાં એના તરફ મજાક અથવા હાસ્યની દૃષ્ટિએ લોકો જોતા હતા. જેને લઇને એના ઉદ્દેશ અને લક્ષણનો વિચિત્ર રીતે ઉપહાસ કરવામાં આવતો હતો. ત્યારબાદ બીજી અવસ્થામાં એના ઉપર સખ્ત હુમલા કરવામાં આવતા હતા, અને દમનનીતિ ચાલુ કરવામાં આવતી હતી. હરકોઈ જાતના બળથી આ હિલચાલને ઉખેડી નાંખવાના પ્રયત્ન કરવામાં આવતા હતા. એ પ્રયત્નો હમેશાં એવી જાતની ઐતિહાસિક હિલચાલને દાબી દેવામાં નિષ્ફળ નિવડ્યા છે, અને ઉલટું એને વધારે મજબૂત બનાવી દીધી છે. જ્યારે મજાક અને દમનનિતીની અવસ્થામાંથી પસાર થઇ અને આ હિલચાલે કાયમ રહેવાનો ને વૃદ્ધિ પામવાનો પોતાનો નિશ્ચય દેખાડયો, ત્યારથી એની ત્રીજી અવસ્થા શરૂ થઇ છે. અને એ ત્રીજી અવસ્થામાં હવે એના તરફ માનની નજરથી જોવામાં આવે છે. અલબત એનો અર્થ એવો થતો નથી કે સત્તાધારી વર્ગમાં આ હિલચાલ સ્વીકારવા યોગ્ય થઇ પડી છે. જ્યાં સુધી વર્ગો વચ્ચેના માંહોમાંહેના હક્કને કાઢી નાંખવા તરફ આ હીલચાલ પ્રયત્ન કરે છે, ત્યાં સુધી ઉપલા વર્ગમાં તે લોકપ્રિય થઇ શકે એમ નથી. આ હિલચાલની આગલી અને નબળી અવસ્થા વખતે સત્તાધારી વર્ગો એની સામે જેટલા હતા તેના કરતાં હાલમાં વધારે છે. પરંતુ એ વિરોધ ખરેખરા માન આપવા યોગ્ય હરીફ સામેનો વિરોધ અને તિરસ્કાર છે. જે તિરસ્કાર માન સાથે મિશ્રિત થઇ ગયેલો છે. જેને પરિણામે લડાઈ કરીને મુકાબલો કરી લેવાને બદલે વારંવાર ધરછોડ કરવામાં આવે છે. આ સત્તાધારી વર્ગોની સાથે સાથે બીજી મોટી સત્તાવાળો પરંતુ ઓછી સંખ્યાવાળો સમાજનો એક અનિશ્ચિત વર્ગ જેને સામાન્ય રીતે મધ્યમ વર્ગ કહેવામાં આવે છે તે, અને તેના કરતાં વધારે મોટો અને વધારે નિશ્ચિત દરેક પ્રકારની મજુરી કરનારો બીજો વર્ગ આવી રહેલો છે.

હાલની સામાજીક પદ્ધત્તિથી મધ્યમ વર્ગોને ઘણા ઓછા ફાયદા મળે છે. તથા સત્તા અને દોલતના બંધનથી એ વર્ગ બંધાયલો નથી. જેથી એ લોકોની હંમેશાં વધતી જતી આર્થિક મુસ્કેલીઓ ઉકેલી શકાય એવું ભ-

રેષ્ય તેઓ આ હિલચાલમાં જોવા લાગ્યા છે. આ નવીન સામાજીક ંથના અને ધ્યેયના મનુષ્યજાતિના ઉદ્ધારના આદર્શ તરફ એ વર્ગ વધારે ંભીર અને સહાનુભૂતિપૂર્વક સમજ ધરાવવા લાગ્યો છે. જેથી આ વર્ગમાંના ણુખરા તો બીનશરતે એ પંથમાં દાખલ થયા છે.

આ ધ્યેયમાં સૂચવવામાં આવેલી વ્યવસ્થાથી મજુરવર્ગને બીજા ધા વર્ગ કરતાં સીધી રીતે મોટામાં મોટો લાભ મળે એમ છે. જેથી એ ર્ગને તો સમષ્ટિવાદના સિદ્ધાંતની સમજ પડવી, અને એ સિદ્ધાંતને સ્વીકારવો એ બે એકજ વાત છે. છેલ્લા ત્રણ ચાર દશકામાં સમષ્ટિવાદના ચારથી આ વર્ગના લાખો માણસને આ સિદ્ધાંતનો ઉપદેશ કરવામાં આવ્યો ે, અને તેથી કરીને જુદા જુદા રાષ્ટ્રસંઘોના સમષ્ટિવાદીઓના ઉપરીપણા નીચે એમાંના લાખો માણસો આ હિલચાલમાં દાખલ થઇ ગયાં છે.

આ વાદમાં વ્યવસ્થાપૂર્વક સ્થપાયલાં મંડળો ઉપર જે અસર થઇ છે, તેથી આ વાદની પ્રવૃત્તિઓનું સીધું અને વ્યવહારિક પરિણામ કેવું આવ્યું છે તેનું માપ નીકળી શકે છે. શરૂઆતના સુધારાના કાયદાઓ અને જનસમાજના મનમાં અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન થવાથી નવીન સામાજીક દ્ધત્તિ દાખલ કરવાની અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. પણ એ નવીન સ્થિતિ સ્થાપિત કરી દેવાનું કાર્ય વ્યવસ્થિત બળથી જ થઇ શકે અને થી એ બળ જેટલું મક્કમ અને વધારે વ્યવસ્થિત હોય તેટલા પ્રમાણમાં ફેરફાર તેટલો જલદી તથા સંપૂર્ણ અને કાયમનો થઇ શકે.

છેલ્લા સૈકાના મધ્ય ભાગમાં આ હિલચાલમાં માત્ર એક નાનો યક્તિસમૂહ દાખલ થયેલો હતો અને અપ્રિય સામાજીક ફીલસુફીના એક પંથ તરીકે એની ગણના થતી હતી. પરંતુ આજે તો દરેક આધુનિક પ્રજાની જાહેર જીંદગીમાં આ હિલચાલ બહુ અગત્યનો ભાગ ભજવે . સને ૧૮૬૭ માં આખી દુનીઆમાં સમષ્ટિવાદીઓની સંખ્યા આશરે ાત્ર ૩,૦૦૦ ની હતી. છેલ્લો મહાન વિગ્રહ શરૂ થયો તેની અગાઉ નીઆમાં એ લોકોની સંખ્યા એક કરોડની ઉપર હતી. સને ૧૯૨૦ માં ેકલા જર્મનીમાં જ ત્યાંની રીચસ્ટાગ મહાસભાને વાસ્તે આ વર્ગના ભાસદો તરફથી ૧,૦૪,૦૦,૦૦૦ મત નોંધવવામાં આવ્યા હતા. જ્યારે ્રિય મહાસભાની ચુંટણીમાં સને ૧૯૧૯ માં બધા સમષ્ટિવાદી પક્ષના ેકત્રિત મતની સંખ્યા ૧,૩૩,૦૦,૦૦૦ ની ઉપર થઇ હતી. ઇટાલીમાં ને ૧૯૧૩ માં આ પક્ષે ૮,૮૩,૦૦૦ મત નોંધાવ્યા હતા, ને પોતાના ૪ પ્રતિનિધિઓને ચુંટી મોકલ્યા હતા. સને ૧૯૧૯ માં મહાસભાની

ચુંટણી વખતે આ સંખ્યા ત્રણ કરોડની થઇ હતી અને ચુંટાયલા પ્રતિનિધિઓની સંખ્યા ૧૫૯ ની થઇ હતી. ફ્રાંન્સમાં લડાઇ બંધ થઇ ગયા પછીની પાર્લામેન્ટની ચુંટણીમાં દરેક મધ્યમ વર્ગના વિરોધ અને એકસંપી હોવા છતાં આ વર્ગના ૧૭,૫૦,૦૦૦ મત નોંધવામાં આવ્યા હતા. સોલ્વેકીઆમાં બીજા બધા પક્ષના એકત્રિત મત ૨૯,૬૬,૫૦૩ થયા હતા, જ્યારે સમષ્ટિવાદીઓના ૨૮,૭૮,૫૪૮ થયા હતા. સને ૧૯૧૯ માં આસ્ટ્રીઆની પાર્લામેન્ટમાં બીજા પક્ષવાળાઓએ જ્યારે ૫૬ જગા મેળવી હતી, ત્યારે સમષ્ટિવાદીઓએ ૬૪ જગા મેળવી હતી. પોલેંડમાં જોકે ઘણા સમષ્ટિવાદીઓએ પહેલી ચુંટણી વખતે મત આપ્યો ન હતો છતાં એમના પ્રતિનિધિઓની સંખ્યા ૮૦ ની થઈ હતી. ફીન્લાંડમાં એકંદર ૨૦૦ જગામાંથી આ લોકોએ ૧૦૩ જગા મેળવી હતી. અને એ પ્રમાણે ચોકખી રીતે બહુમતિ મેળવી હતી. પરંતુ સંસારના સૌથી પહેલાં આ સમષ્ટિવાદી રાજ્યને રશીયન સરકાર તથા જર્મન લશ્કરી સત્તાધીશ અને મીત્ર રાજ્યના સામ્રાજ્યવાદીઓની મદદ વડે ઈંગ્લાંડના મધ્યમ વર્ગે કચરી નાંખવાને વાસ્તે ઘણા નિર્દય પ્રયત્નો કીધા હતા. એમ છતાં એ આખા દેશના મતના ચાળીશ ટકા આ વર્ગની તરફ આવી શક્યા હતા. સ્વીડન ને નોર્વેમાં, બાલ્કન મુલકોમાં, સ્વીટઝર્લેંડમાં, હોલાંડમાં અને સ્પેનમાં છેલ્લા વિગ્રહ પછી સમષ્ટિવાદીઓની સંખ્યા બમણી કરતાં પણ વધી ગઇ છે. સને ૧૯૧૮ ની પાર્લામેન્ટની ચુંટણીમાં ઈંગ્લાંડના મજુર પક્ષના અર્ધ સમષ્ટિવાદી પક્ષ તરફથી ૨૮,૭૮,૫૪૮ મત નોંધવામાં આવ્યા હતા. અને ત્યાર પછી કરવામાં આવેલી દરેક પેટા ચુંટણીમાં સંખ્યાનો વધારો થતો ગયો છે. રશીઆને બાદ કરીએ તો યૂરોપના સમષ્ટિવાદીઓના મતની સંખ્યા ઓછામાં ઓછી ૩ કરોડની થવા જાય છે. અથવાતો વિગ્રહ પહેલાની સંખ્યા કરતાં ૨૦૦ ટકાનો વધારો દેખાડે છે. આ ભારે વધારાનું કારણ કદાચ એવું પણ કહેવામાં આવે, કે લડાઇ દરમ્યાન અને ત્યારપછી મત આપવાની પ્રથામાં વધારે ઉદારતા દાખલ થયેલી છે તેથી એ વધારો થયો છે. પણ એ સંખ્યાનો મોટો ભાગ તો હાલના રાજકીય બળની વિરૂદ્ધ અચૂક વિરોધ દેખાડી આપે છે.

રશીઆમાં સોવીએટ સરકારની મત નોંધવાની વિચિત્ર રીતને લીધે તથા ચુંટણીની સંખ્યાગણત્રી બહાર નહીં પડવાને લીધે રશીયન સમષ્ટિવાદીની મત આપનારાની સંખ્યા ચોકસ આંકડામાં રજુ કરવી અશક્ય છે. એ દેશમાં સૌથી વધારે સત્તાવાળો પક્ષ જેને સામ્યવાદનો પક્ષ કહેવામાં

આવે છે તેના ૭ લાખ સભાસદો છે એમ કહેવાય છે. સોવીયટ સરકારની ચુંટણીમાં આ પક્ષને રશીઆના બીજા શહેરીઓ મોટો ટેકો આપે છે, અગર તો એની રાજકીય સત્તા સ્વીકારે છે. તેમજ બીજાં સમષ્ટિવાદી મંડળો પણ એને ટેકો આપે છે જેથી રુશીઅન સમષ્ટિવાદનું એકંદર રાજકીય બળ કેટલું છે, તેની ગણત્રી કરવામાં આ બધા પક્ષોની સંખ્યા ધ્યાનમાં લેવી જોઇએ.

આસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાં સમષ્ટિવાદની અસરથી રંગાયલી મજૂર પક્ષની પાર્ટી મોટી રાજકીય સત્તા ધરાવે છે. દક્ષિણ આફ્રિકા અને દક્ષિણ અમેરિકામાં પણ આ હિલચાલે જબરો પગપેસારો કરી દીધેલો છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં પણ આ હિલચાલ એક ચોક્સ રાજદ્વારી અંગ તરીકે સ્થાપિત થઇ ગયેલી છે. એની ૨૦ વર્ષની કારકીર્દીમાં આ હીલચાલને ઘણું સહન કરવું પડયું છે. પરંતુ તે બધું સહન કરીને એ હિલચાલ મજબૂત બની રહી છે. અને નજીકના ભવિષ્યમાં આ હીલચાલનો વિકાસ અને વૃદ્ધિ ઘણાં મોટાં થઇ જશે, એવાં દરેક ચિહ્નો દેખાય છે. વિગ્રહને લીધે અમેરિકન ઉદ્યોગોને બળવાન આર્થિક પેઢીઓના હાથમાં એકત્રિત કરવાની નીતિ ઘણી ઝડપથી ચાલી રહી છે. અમેરિકન પ્રજાના જીવનમાં ટ્રસ્ટ, ઇજારાઓ, અને ઔદ્યોગિક એકસંપી બહુ અગત્યના અંગ થઈ પડયાં છે, જેને પરિણામે પ્રજાની આર્થિક, રાજકીય અને આધ્યાત્મિક જીવનની જીંદગી વધારે ને વધારે પરતંત્ર થતી જાય છે. મિલ્કત વીનાના અને દરમાયો કમાનારાઓની સંખ્યા વધતી જાય છે. અને મોંઘવારી પણ બેહદ વધતી જાય છે. જેથી અસંતોષ અને બંડ ઉઠાવવાની વૃત્તિ વધારે વિકાસ પામતી જાય છે. શેઠ અને મજુર વચ્ચેનો સંબંધ વધારે ને વધારે વિરોધી બનતો જાય છે. છેલ્લાં થોડાં વર્ષો થયાં મૂડીવાદીઓ, સરકાર, રાજસભા, અને અદાલતો તરફથી વ્યવસ્થિત રીતે આ પક્ષ ઉપર જાત જાતનું દબાણ ચાલી રહેલું છે. આ એકત્રિત હુમલા ઉપરથી આ વર્ગના કામ કરનારાઓને એવું લાગી રહ્યું છે, કે અમેરિકન મજુરવર્ગના સંઘે હાલની અખ્ત્યાર કરેલી રીત જોઇએ તેવી કુશળ ને મજબૂત નથી. તેથી એ લોકો પોતાના યુદ્ધ કરવાના કાર્યક્રમમાં ફેરફાર કરવા લાગ્યા છે. હાલમાં બહારવટીઆપણાની રીતે જે હડતાલો પાડવામાં આવે છે, તે અમેરિકન મજુરસંઘની જૂની રીતની સામે ચોક્સ અને કુદરતી બંડના રૂપમાં દેખાવ થઇ રહ્યાં છે. તથા ખેડુતોના મજૂરસંઘની જે મંડળી બનાવવામાં આવી છે, તે પણ આ વિરોધ અને અસંતોષનું

જ પરિણામ છે. થોડાક વધારે ઔદ્યોગિક ઝઘડા, વિરોધી અદાલતના ફેંસલા અને રાજદ્વારી નાસીપાસી વધી પડશે, તો યુનાઇટેડ સ્ટેટસના આ વર્ગના કામદારોને સંગીન ઔદ્યોગિક અને રાજદ્વારી મંડળ બનાવવાની ફરજ પડશે, અને જેમ બીજા આગળ વધેલા દેશોમાં કામ કરવામાં આવે છે, તે પ્રમાણે એક સંપી અને પૂરા સહકારથી આ વર્ગ કામ ચલાવશે.

સમષ્ટિવાદની હિલચાલ સંગીન છે, કારણ કે એ કાંઈ આકસ્મિક રીતે ઉભી થઇ નથી. પણ મક્કમ, નિયમિત અને કાયદેસર વૃદ્ધિની ક્રિયાનું પરિણામ છે. વળી આ હિલચાલ વિશ્વાસ રાખવા યોગ્ય છે, કારણ કે એમાં એવાં સ્ત્રી પુરુષો છે, કે જેઓ શ્રદ્ધા અને આશાનાં નહિ તૂટે એવાં બંધનોથી સંપૂર્ણ સ્વેચ્છાથી એમાં દાખલ થયેલાં છે. વળી હરકોઇ આપત્તિ વખતે વિશ્વાસ રાખી શકાય એવી નિયંત્રણા અને મનોનિગ્રહથી કેળવાયલાં મનુષ્યો પણ એમાં દાખલ થયેલાં છે. તથા દરેક જાતના વ્યવસ્થિત મજુરસંઘની એને પૂરેપૂરી મદદ છે. દુનીઆનાં વેપારી મંડળો અને લાખોની સંખ્યામાં સહકારી મંડળો જેમની પાસે ઘણો પૈસો એકઠો થયેલો છે, તે દરેક જાહેરના અગત્યના પ્રશ્ન સંબંધે એકતાલથી કામ કરીને આ હિલચાલને ઘણી મદદ કરે છે. સમષ્ટિવાદની હીલચાલનું આ આખી દુનીઆમાં પથરાયલું વ્યવસ્થાવાળું મંડળ તથા સામાજીક યુદ્ધને માટે દરેક રાષ્ટ્રમાં વધતું જતું લશ્કર ચોકસ આશા આપનારૂં પરિણામ છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### રશિયન પ્રયોગ.

સમષ્ટિવાદના વ્યાવહારિકપણાની છેલ્લી કસોટી તરીકે રશિયામાં થઈ રહેલા અનુભવોને અને પ્રયોગોને મિત્ર અને શત્રુ બંને સરખી રીતે આગળ કરે છે. પણ એ બંને પક્ષ, કેવા અસાધારણ સંજોગોમાં રશિયાની સોવિયેટ સરકાર સ્થાપવામાં આવી છે, ને ત્યાર પછી ચલાવવામાં આવે છે, તેનો વિચાર ઉંડા ઉતરીને કરતા દેખાતા નથી. સને ૧૯૧૭ ની આખેરીએ જ્યારે મધ્યમ વર્ગની રાજ્યસત્તાની હાર થઇ અને સોવિયેટ પ્રજાસત્તાક સ્થાપવામાં આવી તે વખતે યૂરોપનો કોઇ પણ દેશ સમષ્ટિવાદને માટે જો ઓછામાં ઓછો તૈયાર હોય તો તે આ દેશ હતો. સમષ્ટિવાદીઓ જે પરિસ્થિતિને પોતાના વાદની ફતેહના આવશ્યક

ચિહ્ન તરીકે હંમેશાં ગણુતા આવ્યા છે, તે આર્થિક, રાજકીય અને માનસિક પરિસ્થિતિ આ દેશમાં બીલકુલ તૈયાર ન હતી. પશ્ચિમ યુરોપના કરતાં એને ઔદ્યોગિક વિકાસ ઘણો ઓછો થયેલો હતો, બલ્કે આધુનિક કારખાનાંની સંસ્થાની જુજબાજ શરૂઆત કરનારો અને મોટે ભાગે ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવનારો આ દેશ છે.

આ હિલચાલના મોટા ભાગના પાયા અને કિલ્લા રૂપે દરમાયો કમાનારા વર્ગ દરેક દેશમાં હોય છે તેમની સંખ્યા વસ્તીના પ્રમાણુમાં આ દેશમાં ઘણીજ નજીવી હતી. રશિયન પ્રજાનો મોટો ભાગ આશરે ૮૦ ટકા કે તેથી પણુ વધારે મોટે ભાગે અભણુ નાના ખેડુતોનો બનેલો છે. એ દેશમાં અસલથી જન સમૂહને કોઈ જાતની રાજદ્વારી તાલીમ કે કેળવણી બીલકુલ મળેલી નહી હતી. કારણુ કે સૈકાઓ થયાં ચાલી આવેલી એક-હથ્થુ જુલ્મી સત્તાની સામે નામની પ્રજાતંત્રપણાની કાર્કીર્દિ માત્ર બાર વર્ષ સુધીજ ચાલી હતી. વળી મજૂરોના રાજદ્વારી મંડળો પણુ છેક શરૂ-આતની પ્રાથમિક અવસ્થામાંજ હતાં. આવી રીતના કુદરતી વિઘ્નો વચ્ચે વિગ્રહને લીધે સામાજીક અને આર્થિક આપત્તિઓનો ઉમેરો થયો હતો, અને તેમાં દેશના અને પરદેશના વિરોધી બળથી વધારે ઉમેરો થયો હતો.

છેલ્લા વિગ્રહની આપત્તિઓ લડાઇમાં ઉતરેલા બીજા દેશો કરતાં આ દેશને વધારે ખમવી પડી હતી. ત્રણુ વર્ષ સુધી આ વિગ્રહમાં રશી-આએ જે ભાગ લીધો તેમાં, ખેતીમાંથી, કારખાનામાંથી, અને બીજા ચાલુ ઉદ્યોગોમાંથી ૧,૫૦,૦૦,૦૦૦ માણુસો કામે લગાડવામાં આવ્યાં હતાં અને તેમાંથી પચાસ લાખ માણુસો તો માર્યા ગયેલાં, જખમી થયેલાં અથવા તો પકડાઈ ગયેલાં હતાં. જ્યારે લશ્કરી તૈયારી પડી ભાગી ત્યારે લડાઇના જુદા જુદા મોખરા ઉપર રશીઆમાં વસ્ત્રવિનાના, ખોરાક વિનાના, ઘરબારથી સેંકડો માઇલિ દૂર અને પોતાના સાધારણુ ધંધામાંથી છુટાં પડી ગયેલાં એક કરોડ માણુસનું લશ્કર ફાજલ પડી ગયું હતું. વળી એ ત્રણુ વર્ષમાં આ રાક્ષસી વિગ્રહની નહિ પૂરી પડે એવી માગણી પૂરી પાડવામાં આખા દેશની શક્તિ ખર્ચાઇ ગયેલી હતી. જીંદગીની પૂરી પાડનારી શાંતિના વખતની ધંધા રોજગારની પ્રવૃત્તિઓ નાશ પામેલી હતી. રશીઆ જેવા વિશાળ વિસ્તારવાળા દેશમાં માલ લઈ જવા લાવ-વાની સગવડો જે આગળથી જ ઘણી ખામી વાળી હતી, તે વિગ્રહના ભારે દબાણુમાં બીલકુલ નિષ્ફળ નિવડી. વળી એ દેશને માથેનું અંદરનું અને બહારનું લડાઇનું કરજ પણુ હદ બહારનું વધી ગયું હતું, તેમજ

એનાં ચલણનો સિક્કો તેમજ કાગળ ( નોટ ) પણ કિંમત વગરનાં થઇ પડયાં હતાં.

લાંબા વખતનાં નબળાં અને લાંચીઆ ઝારના રાજ્ય પછી ટુંકા વખતના કેરેન્સ્કી અને લોકના ટુંકી મુદતનાં કારભારને લીધે અટકી પડેલી ઉપજ, અવ્યવસ્થિત થઈ ગયેલી માલ લઈ જવા લાવવાની અને દેશ પરદેશ સાથેના વ્યવહારની ભાંગી પડેલી સ્થિતિનો, નવાં બાળક જેવાં સમષ્ટિવાદી સોવીયટ સરકારને નાશકારક વારસો મળ્યો હતો. જેને પરિણામે જ્યાં ત્યાં આર્થિક અંધેર, સામાજીક અવ્યવસ્થા, દુષ્કાળ, મરકી, તથા ૧,૫૦,૦૦,૦૦૦ મરદો, સ્ત્રીઓ અને છોકરાંઓ તદ્દન નિરાધાર અને હતાશ સ્થિતિમાં આવી પડયાં હતાં તેને કેવી રીતે નિભાવવાં તેજ પ્રશ્ન થઇ પડતો હતો.

કદાચ આ દેશને તેની ભાગી પડેલી આર્થિક અને સામાજીક સ્થિતિને સુધારવાના પ્રયત્ન કરવામાં પોતાની બધી શક્તિ અને સાધનો ઉપયોગમાં લેવા દેવામાં આવ્યા હોત તો પણ એ કાર્ય અશક્ય જેવું હતું. પરંતુ રશીઆની સમષ્ટિવાદી સરકારને દમ લેવા જેટલો પણ સમય આપવામાં આવ્યો ન હતો. પહેલેથી છેલ્લે સુધી દુનીઆનાં બધાં સામ્રાજ્યવાદી રાજ્ય તરફથી એક પછી એક હુમલાઓની સામે થવાની એને ફરજ પડી હતી.

વિગ્રહથી નીચોવાઇ ગયેલા અને તેના મિત્રાએ છોડી દીધેલા રશીઅનોને સુલેહને માટે માગણી કરવાની ફરજ પડી, ત્યારે જર્મનીના લડાઇના અગ્રેસરોએ જાણીબુજીને તેના ઉપર એવી શરતો નાંખી કે એ દેશનાં ભાંગી પડેલાં સાધનો ફરી પાછાં સારી સ્થિતિમાં આવી શકેજ નહિ. તથા પૈસાની મોટી રકમ કઢાવતાં જાણે સંતોષ નહિ થયો હોય તેમ એ દેશના ખાસ અગત્યના ઔદ્યોગિક અને અનાજ પેદા કરનારા મુલકો તેમજ અગત્યનાં દરીઆનાં બંદરો પણ એની પાસેથી છીનવી લીધાં. આવી નામોશી ભરેલી સુલેહ સ્વીકાર્યા પછી પણ તુરતજ લડાઇમાં ઉતરેલાં મિત્રો રાજ્યો અને મધ્ય યુરોપની બીજી સત્તાઓ રશીઆના સમષ્ટિવાદી સોવીએટ પ્રજાતંત્રને ખુલ્લા અને છુપા પ્રયત્નોથી હેરાન કરીને આખરે એનો નાશ કેવી રીતે થઈ જાય એ પ્રયત્નમાં એક બીજા સાથે હરીફાઇમાં ઉતર્યાં. પછી જ્યારે જર્મનીનું લશ્કરી યંત્ર પડી ભાગ્યું ત્યારે મિત્ર રાજ્યોની મૂડીવાદી સરકારોની પાસે બધો કબજો આવી પડયો, અને એ તકનો બીલકુલ નિર્દય ઉપયોગ કરવામાં આવ્યો.

રશીઆની સામે ઉઘાડી રીતે વિગ્રહ જાહેર કરવાની તો હીંમત

ચાલી નહિં. કારણુ કે તેમ કરતે તો પોતાના જ દેશના લડાઇથી કંટાળી ગયેલા લોકો બંડ ઉઠાવતે એવો મિત્રો રાજ્યોને ભય લાગેલો. તેથી રશીઆમાંજ માંહોમાંહે વિરોધી બળવા ઉભા કરવાને વાસ્તે છાની રીતે, આડકતરી રીતે, અને વિનાશકારક પૈસા, હથીઆર, અને એવી બીજી મદદ આપીને વિરોધી ઉશ્કેરણી ચાલુ રાખી. સોવીયટ સરકારને પદભ્રષ્ટ કરવાને માટે ઘણાએ નિષ્ફળ પ્રયત્નો કરવામાં આવ્યા અને ઘણાએ બંડખોર લોકોને મદદ કરવામાં આવી.

આ ઉપરાંત વળી બીજી દુષ્ટ નીતિનો પણ ઉપયોગ કરવામાં આવેલો છે. રશીઆની પશ્ચિમ સરહદ ઉપર નાનાં નાનાં સ્વતંત્ર સંસ્થાનો બનાવી દીધાં કે જેથી એ દેશનો પશ્ચિમ યૂરોપ સાથેનો વ્યવહાર બંધ થાય અને એ સંસ્થાનો સાથે રશીઆની લડાઈ ચાલુને ચાલુજ રહે. વળી આ સંસ્થાનો રશીઆના મુલકમાંથી જ બનાવી દેવામાં આવ્યાં હતાં. એતો હવે ખુલ્લી રીતે માલુમ પડી આવ્યું છે, કે ફીન્લાંડ, એસ્થોનીઆ અને પોલાંડની સાથેના સોવીયટ સરકારને કરવા પડેલા વિગ્રહોમાં પરદેશી સરકારે પૈસાની મદદ આપીને ઘણી ઉશ્કેરણી કરી હતી.

આ પ્રમાણેના સામે ચાલુ રહેતા હુમલાઓની સામે થવાને વાસ્તે મોટું અને દરરોજ વધતું જતું લશ્કર નિભાવવાની સોવીયટ સરકારને ફરજ પડેલી અને તેથી જે વખતે મોટા ઉત્પાદક અને વિશ્વાસપાત્ર બળની ખરેખરી જરૂર હતી તેવે વખતે એ બધી વસ્તુઓ આ નવાં રાજ્ય પાસેથી છીનવી લેવામાં આવી હતી. લડાઇને મોખરે લશ્કરની જરૂરીઆત પૂરી પાડવાને વાસ્તે દેશની ભાગીતૂટી પણ માલ લઇ જવા લાવવાની વ્યવસ્થા અને બીજાં બધાં આછાં પાતળાં સાધનો રોકાઇ ગયાં હતાં. જેથી આત્મરક્ષણના લશ્કરના પ્રશ્ન આગળ કાયમના સામાજીક અને આર્થિક પ્રશ્નોની ઉકેલ કરવામાં જે વ્યવસ્થા પૂર્વક પ્રયત્નો કરવા જોઇએ, તે સઘળાંને ખોરંએ નાખવા પડયા હતા. વળી આગળ નહી અજમાવાયલી એવી એક કહેવાતી શાંતિના વખતની યુક્તિ અજમાવવામાં આવી છે, કે જેને લીધે રશીઆના મજુરો અને ખેડુતોનું આ તરૂનું રાજ્ય મોટી આફતમાં આવી પડેલું છે. એ યુક્તિ એવી હતી કે, જેને લીધે દુનીઆના મૂડીવાળા મિત્ર રાંજ્યોએ રશીઆનો બહારનો વેપાર અને આવવા જવાનો સંબંધ કાપી નાંખ્યો. એને લીધે એક હળ કે ખીલી, કે શેર ખોરાક કે દવા, બહારથી આ દેશની અંદર દાખલ થઇ શક્યાં નહિ. આધુનિક ક્રિશ્ચિયન ધર્મના પોતાની જાતને, નીતિમાન, ને પવિત્ર માનનારા અગ્રેસરોએ, આ મૂડીવાદી સત્તાની

સામે થવાને માથું ઉંચકીને જે પ્રજાએ બંડ કીધું હતું તેનાં લાખો સ્ત્રી, પુરૂષ અને બાળકો મરી જાય તેની પરવા નહીં કરતાં તેનો દોર તોડવાનો પાકો નિશ્ચય કીધો હતો.

જો રશીઆના વ્યવહારિક કાર્યો ઉપલી દૃષ્ટિએ જોઇએ તો આપણને એવી સાબીતી મળે છે કે સમષ્ટિવાદી આદર્શમાં મજબુત અને અસાધારણ જીવંત તત્વ રહેલાં છે. કારણ ટુંકા તોફાની અને મુશ્કેલ વખતમાં પણ સોવીયટ પ્રજાતંત્રે જાહેર જીવનની અને સામાજીક અસ્તિત્વના ક્ષેત્રમાં ઘણી અગત્યની ફતેહ બજાવી દીધી છે.

ખેતીવાડીના ક્ષેત્રમાં, કે જે આ દેશની પ્રજાના મોટા ભાગને રોકે છે, અને એ દેશના આર્થિક તંત્રને ટકાવી રાખે છે, તેમાં ખાસ નવીન અને લાંબો વખત પહોંચે એવા સુધારાઓ દાખલ કરવામાં આવ્યા છે. આ દેશમાં જમીનદારી વર્ગની સત્તા તોડી પાડવામાં આવેલી ત્યારપછી પહેલીજ વખતે ખેડુતોની પાસે પૂરતી જમીન આવી પડી. સોવીયટ સરકારનું લગભગ પહેલું કામ એ હતું કે, ૬૦ કરોડ એકર જમીન ખેડુતોને આપવી. જમીનની વહેંચણીની આ સરકારની યોજના એવી છે, કે દરેક ખેડુતનું કુટુંબ ભાડુતી મદદ શીવાય ખેડી શકે એટલી જમીન તેને આપવી અને તે કુટુંબના બદલાતા સંજોગો પ્રમાણે તેની વખતો વખત ફરીથી વહેંચણી કરવી. એકત્રિત માલકીપણાની અને સહકારી ખેતી કરવાની પ્રથાને આ સરકાર ખાસ કરીને ઉત્તેજન આપે છે. અને તેને લીધે હજારો સુવ્યવસ્થિત એકત્રિત ખેતી કરનારાં મંડળો સ્થપાઇ ચુકયાં છે. સોવીયટ સરકારની નેમ કોઇ ખેડુત પોતાની જમીન સાધારણ રીતે ખેડે તેને બદલે વધારે શાસ્ત્રીય રીતે અને એકત્રિત રીતે ખેડાણ થાય એવી છે. અને તેને માટે પ્રચાર કરવામાં ભાષણો વિગેરે આપવામાં આવે છે. તેમજ સરકાર તરફથી આદર્શ ખેતરો રાખવામાં આવે છે. આ દેશનું જંગલખાતું તો પૂરેપૂરૂં રાષ્ટ્રિય બની ગયું છે.

ખેતીના કરતાં ઉદ્યોગના વહીવટમાં આ દેશે ઘણા મહત્વના ફેરફાર કર્યા છે. ધાતુ, ખાણ અને એવા બીજા ઉદ્યોગોના લગભગ નેવું ટકા જેટલા ભાગને તો સામાજીક બનાવી દેવામાં આવ્યા છે. એ સંસ્થાનો કારભાર રાષ્ટ્રિય કમીટીઓ ચલાવે છે. એ કમીટીમાં મજુરો, બીજા મુકાદમો અને સરકારના પ્રતિનિધિઓ એક બીજાની સાથે પૂરો સહકાર કરીને કામ કરે છે. વ્યવહારિક રીતે આ દેશના બધા કામદારો ઔદ્યોગિક મંડળોમાં જોડાઇ ગયેલા છે અને આ મંડળોને સરકારે સ્વીકારેલાં છે. પગાર, મજુરીના કલાક, કારખાનાની દેખરેખ, અને વીમા વિગેરેની બાબતોમાં

આ મંડળો મોટી કારોબારી અને કાયદા ઘડવાની સત્તા ધરાવે છે, અને સરકારના ઉંચા ખાતાંઓમાં પણ એ લોકોના પ્રતિનિધિઓ રાખવામાં આવે છે.

બીજા ઓછા જોખમી ધંધાઓમાં પુખ્ત ઉમરના માણસોને વાસ્તે કામ કરવાનો દીવસ સાધારણ રીતે આઠ કલાકનો કરી નાંખવામાં આવ્યો છે. વધુ જોખમી ધંધા અને કારકુનીના ધંધામાં છ કલાકનો દિવસ કરવામાં આવ્યો છે. સોળથી અઢાર વર્ષ સુધીના કામ કરનારા માટે છ કલાકનો દિવસ ને બે કલાક અભ્યાસ માટે રાખવામાં આવ્યા છે; દરેક કામ કરનારને અઠવાડીઆમાં ૪૨ કલાકનો આરામ મળે એવી ગોઠવણ કરવામાં આવી છે, અને વર્ષમાં પૂરા પગાર સાથે એક મહીનાની રજા આપવાની પણ ગોઠવણ કરવામાં આવી છે. ધંધાના પ્રકારના પ્રમાણમાં તથા મોંઘવારીના પ્રમાણમાં મજુર મંડળોની સાથે મસલત કરીને પગારના ધોરણમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે.

યોગ્ય સરકારી ખાતાં મારફત મજુરોને કામે લગાડવામાં આવે છે, અને કામ વગરના થઇ પડે તે વખતે તથા અકસ્માત માંદગી અને વૃદ્ધાવસ્થાને વાસ્તે વીમાની સંસ્થા પણ દાખલ કરવામાં આવી છે. વીમાની વ્યવસ્થામાં સુવાવડ વખતના વીમાનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. અને એ ફંડમાં કામદારો પાસે કશો ફાળો લેવાનું રાખવામાં આવ્યું નથી. એ વીમાને માટે જે મોટાં ફંડો જોઇએ તેને માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે દરેક રાષ્ટ્રિય ઉદ્યોગમાં જેટલો કુલ પગાર આપવામાં આવે છે, તેના પચીસ ટકા આ ફંડમાં આપવા તથા એવી બીજી રીતે ખાનગી માલીકી ઉપર કર નાંખવામાં આવ્યો છે. કારખાનાંઓની તપાસણી કરવાને માટે ખાસ મોટું ખાતું રાખવામાં આવ્યું છે, જે મજુરોની સલામતી તથા તંદુરસ્તીની સંભાળ લે છે, અને ઠેરવી આપેલાં મજુરીનાં ધોરણોનો અમલ કરાવે છે.

રશીઆની સોવીયટ સરકારે ખોરાકની વહેંચણી કરવાનું કામ ઘણે અંશે રાષ્ટ્રિય બનાવી દીધું છે. ખાદ્ય ખોરાકીની ચીજો જેવી કે, રોટલી, મચ્છી, ગોસ, મીઠું, ખાંડ, ચ્હા વિગેરેમાં સરકારી અંકુશ મુકી દીધો છે, અને એ ખાતાની વ્યવસ્થા ચલાવવાને વાસ્તે આખા દેશમાં લગભગ બે હજાર માણસો કામ કરી રહ્યાં છે. આ ખાતું ખેડુતો પાસેથી દરેક કાપણીની મોસમ પૂરી થયા પછી તેમની પાસેથી વધેલાં ખોરાકીનાં સાધનો વેચાતાં લઇ લે છે, અને બદલામાં રોકડા પૈસા અથવા યંત્રકામ અથવા બીજી તૈયાર ચીજો આપે છે.

ખોરાક ઉત્પન્ન કરવાના ને વેચવાના ક્ષેત્રમાં ઉપર મુજબ કરવા ઉપરાંત જાહેર કેળવણીની અત્યંત ઉપયોગી બાબતમાં-સોવીયટ સરકારે ઘણી ફતેહ મેળવી છે. એતો કબુલજ કરવું પડશે કે સૈકાઓ થયાં ઝારની સત્તા હેઠળ દેશમાં એટલું બધું અભણપણું હતું કે, ગમે તેટલી કેળવણીની, પ્રવૃત્તિઓ કરવા છતાં તે એકદમ નાબુદ થઇ શકે તેમ ન હતું. પણ રશીઆની સોવીયટ સરકારે આટલા ટુંકા વખતમાં આખી પ્રજાનાં જ્ઞાન અને સંસ્કાર ફેલાવવાનું અજાયબ જેવું કામ કરી દીધું છે, જેને લીધે ગામડાં તથા કસ્બામાં ભણેલા અને સંસ્કારી-શહેરીઓનું નવું વાતાવરણ પેદા કરવાના પાયા નંખાઇ ગયા છે. દરેક બાળકની શારીરિક અને માનસિક ખીલવણી બાબત બહુજ સંભાળ રાખવામાં આવે છે. જેને પરિણામે દરેક બાળકને મળી શકે તેવો ઉત્તમ ખોરાક અને દરેક નિશાળને ઉત્તમ સવડવાળું અને આનંદદાયક પરિસ્થિતિવાળું મકાન આપવામાં આવે છે.

સોવીયટ સરકાર નીશાળોની બાબતોમાં ઘણો પૈસો ખરચે છે, એટલું જ નહિ પણ સામાન્ય કેળવણીની હીલચાલમાં અને ખાસ કરીને ગામડાની કેળવણીમાં લોકોને રસ લેતા કરી દેવાનો પ્રયત્ન કરે છે. જેથી મોટે ભાગે સરકારની મદદથી ગામડાંઓમાં હજારો નિશાળો સ્થાપવામાં આવી છે. પણ તેનો વહીવટ અને વ્યવસ્થા ખેડુતો પોતે જાતે કરે છે. આ નિશાળોમાં ખેતીવાડીનું શાસ્ત્રીય જ્ઞાન તથા બીજી વ્યવહારીક બાબતોનું જ્ઞાન સામાન્ય મૂળતત્વના વિષયોના જ્ઞાન ઉપરાંત આપવામાં આવે છે. ભવિષ્યના કામદાર વગેરે માટે ઔદ્યોગિક વિષયો શિખવાને વાસ્તે પણ અભ્યાસક્રમમાં યોજના રાખવામાં આવી છે.

નાટકશાળાઓ, સંગીતમંડળો, અને બીજા આનંદના સ્થાનોમાં પણ ઘણા સુધારા વધારા કરવામાં આવ્યા છે. કામદારોની કમીટી મારફતે મજુરોને તેમાં મફત દાખલ કરવામાં આવે છે. ઝારના વખતના લાલિત્ય કળાના સંગ્રહ સ્થાનોને સાચવી રાખવામાં આવ્યો છે, એટલું જ નહિ, પણ તેમને ખાનગી સંગ્રહ મારફત ઘણા વધારવામાં આવ્યાં છે, ને જાહેરના ઉપયોગને માટે ખુલ્લાં મુકી દેવામાં આવ્યો છે. ઘણાં લાંબા વખત સુધી ફરજયાત રીતે અજ્ઞાનના અંધકારમાં રાખી મુકવામા આવેલા રશીઆના લોકો જ્ઞાનને વાસ્તે હવે તીવ્ર જીજ્ઞાસા ધરાવતા થઇ ગયા છે. અને દુનીઆના ઉત્તમ સાહિત્યની સસ્તામાં સસ્તી આવૃત્તિ જનસમાજને બહોળા પ્રમાણમાં મળી શકે એવી ગોઠવણ પણ સોવીયટ સરકાર કરી રહી છે.

જાહેર આરોગ્યના વિષય તરફ પણ ખાસ ધ્યાન-આપવામાં આવ્યું છે. વૈદ્યકખાતું પણ સામાજીક બનાવી દેવામાં આવ્યું છે. ઘણાં નવાં દવાખાનાંઓ ખોલવામાં આવ્યાં છે. અને દરેક ડૉક્ટરને જાહેરનો કામદાર ગણવામાં આવે છે. દરેક શહેરીને મફત દવા મેળવવાનો અને સારવાર કરાવવાનો હક છે.

આ બધાં સામાજીક બનાવી દીધેલાં ખાતાંઓ અલબત હજી સુધી ઘણી અપૂર્ણતાથી કામ કરે છે. એકદમ અને મોટા પાયા ઉપર આર્થિક અને સામાજીક ફેરફારો થઇ જવાથી શરૂઆતમાં માલની ઉત્પત્તિ ઘણી ઓછી થઇ ગઇ. માલ લઇ જવા લાવવાનાં સાધનોને પણ સહન કરવું પડ્યું, અને કસ્બામાં રહેલી પ્રજા ભૂખમરાની અણી ઉપર આવી પડી હતી. પણ ત્યારબાદ થોડા વખતમાં સામ્યવાદીની સત્તા જામવાથી રાષ્ટ્રિય આર્થિક નીતિની બાબતમાં ઘણા સંગીન સુધારા થઇ શક્યા છે. ઔદ્યોગિક ગૃહોની આવક મક્કમ રીતે વધતી રહી છે, માલ લઇ જવા લાવવાનાં સાધનો જોકે હજી ઘણા કઢંગા સંજોગોમાં છે તોપણ દેશની મુખ્ય જરૂરીઆતોને પૂરી પાડી શકે છે. અને કસ્બામાં રહેતી પ્રજાની જરૂરીઆતોને સરકાર પહોંચી વળવાનો પ્રયત્ન કરે છે.

જે અસાધારણ અને મુશ્કેલ સંયોગોમાં સોવીયટ સરકાર કામ કરી રહી છે, તેમાં શુદ્ધ સમષ્ટિવાદી પ્રજાતંત્રના સિદ્ધાંતને આદર્શમાંથી સહેજ સાજ આડે રસ્તે જવાની ઘણીવાર ફરજ પડેલી છે. એનો પહેલો દાખલો તો એ છે કે મજબુત લશ્કરને નિભાવવાની ફરજ પડી છે. તથા બીજા દાખલા પણ ઘણા બન્યા છે. સમાજમાં માલ ઉત્પન્ન કરી શકે તેવી વ્યક્તિને મત આપવાનો અધિકાર, વિરોધી છાપખાનાં તરફ દમનનીતિ, સંક્ષિપ્ત તપાસ કરનારી બળવો દાબી દેવાને વાસ્તે સ્થાપવામાં આપેલી અદાલતો, માલ વાપરવાને ધંધા પ્રમાણે આપવામાં આવતી ખોરાકીની ચીજો, અને ફરજ્યાત મજુરી. પરંતુ, આત્મ રક્ષણને વાસ્તે યુદ્ધ કરવામાં જે સામગ્રીઓ જોઇએ તેની તૈયારી આ સરકારને ફરજ્યાત રીતે કરવી પડેલી હોવાથી આ બધા તાત્કાલિક ઉપાયો છે પરદેશના મુલકો સાથે સુલેહ થઇ ગયા પછી અને દેશમાં શાંતિ સ્થપાયા પછી દમનનીતિ આપો આપ જતી રહેશે. લશ્કરી કામને વાસ્તે જે ચીજો અને નૈતિક સાધનો કામે લગાડવાં પડયાં છે, તે સર્વ સાધનો રાષ્ટ્રની સામાજીક અને આર્થિક જરૂરીઆતો પૂરી પાડવાને વાસ્તે છુટાં થઇ શકશે, અને નવી સોવીયટ સરકારે જે ઔદ્યોગિક અને સંસ્કારી સંસ્થાઓ ઉભી કરી છે, તેના પૂર્ણ વિકાસને માટે પહેલી ખરી તક મળશે.

રશીઆની આ સોવીયટ પદ્ધતિ હજુ પ્રયોગની અવસ્થામાં છે. એ પદ્ધતિ પુર્ણ નથી તેમજ તે છેલ્લામાં છેલ્લી પદ્ધતિ પણ કદાચ ન ગણી શકાય. એના ઉત્પાદકો અને ટેકો આપનારાઓએ બેશક ઘણી ભુલો અને કેટલાક અત્યાચારો કર્યા છે, પરંતુ તેમની શકતી દેવના જેવી હોત તોજ તેઓ આવી ભુલો ન કરત, અને એટલું છતાં પણ આ પહેલાં સમષ્ટિવાદી પ્રજાતંત્ર સરકારે જેટલી ફતેહો મેળવી છે, તેની સંખ્યા એની અપૂર્ણતાની ભૂલોના કરતાં ઘણી વધી જાય છે.

સોવીયટ સરકારે રશીઆને અંધેર અને અરાજકતામાંથી બચાવ્યું છે. ચોમેર પ્રસરી રહેલી દરિદ્રતાના વખતમાં–રશીયન પ્રજાના મોટા ભાગ માટે સહન કરી શકાય અને જીવી શકાય સંજોગો ઉત્પન્ન કર્યા છે. અને તે સર્વ સંજોગો છેલ્લા વિગ્રહમાં સપડાઈ પડેલી મૂડીવાળી પ્રથાના ભાર નીચે ચગદાયલા પૂર્વના અને મધ્ય યૂરોપના દેશના કરતાં વધારે સારા છે. અત્યાર સુધી ઇતિહાસમાં જણાયલી નવીન ફેરફાર કરી નાંખનાર કોઇ પણ સરકારે પોતાના અસ્તિત્વની આટલી ટુંકી મુદતમાં જે વ્યવસ્થા અને મક્કમ પણું જાળવી રાખ્યાં છે, તે ઘણુંજ વધારે છે. એણે રશીઆમાં ચાલતાં આવેલાં રાજકીય અને આર્થિક જુલ્મની પાપી સત્તાનો નાશ કર્યો છે, અને કામદાર વર્ગની દુનીઆને ઉંચા અને ઉદાર સંસ્કારી જીવનના આદર્શ આપ્યા છે. તથા તેણે દેશદેશાંતર વચ્ચેના સમષ્ટિવાદના હકને જીવંન બળ તરીકે સિદ્ધ કર્યું છે.

ભવિષ્યમાં રશીઆમાં સામ્યવાદી સોવીયટોની વ્યવસ્થા કાયમ રહેશે કે કેમ, અથવા બીજા સમષ્ટિવાદી મંડળોના સિદ્ધાંત પ્રમાણે રાજ્ય ચલાવવાની રીતમાં અને બીજાં કામ કરવાની રીતમાં ફેરફાર થશે કે કેમ તે સવાલ બાજુએ મુકતાં એટલું તો નક્કી છે, કે આધુનિક સમયના ઇતિહાસના પૃષ્ઠમાંથી એના પહેલા પ્રયત્નો અને ફતેહો ઉપરથી મળેલા પાઠો કદી પણ ભુસાઇ જશે નહી.

હાલમાં ચાલી રહેલો ભયંકર દુષ્કાળ સોવીયટ સરકારની વ્યવસ્થાની ખામી બતાવતો નથી પણ અંદરના અને બહારના વિરોધી બળો એને બીલકુલ જંપીને બેસવા દેતાં નથી, તેનો અચુક પૂરાવો પૂરો પાડે છે. ચાલુ ભયંકર સંકટમાંથી સોવીયટ સરકાર રશીઆને પાર ઉતારે કે ન પણ ઉતારે, પણ સમષ્ટિવાદના સિદ્ધાંતને એ જયાજયથી કશી અશીર થવાની નથી.

---

આ પુસ્તક મુંબઇના કોટમાં, નંબર ૧૨-૧; વાળા મકાનમાં આવેલ ધી હિંદુસ્થાન છાપખાનામાં રા. રા. ગોરધનભાઇ ઇશ્વરભાઇ મઝકુર હીંદુસ્થાન પ્રીન્ટીંગ માટે છાપ્યું છે.